# કોળી અવનતિ.



લેખક:

જીવણજી દુલ્લભભાઈ પટેલ.

કોળી કોમ હિતેચ્છક, કોળી સદ્બોધ, દાનવીર કોળી ગૃહસ્થ ભાણાભાઈ વહાલજી, માતૃભૂમિ નોગામા વગેરેના લેખક અને કોળી સુબોધના માજી તંત્રી.



સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

પ્રત, ૧૨૦૦



કિંમત ૦—૮—૦

# અર્પણ પત્રિકા.

રા. બહાદુર કોળી આગેવાન

વલ્લભભાઈ ગોપાળજી પટેલ

ભાડા તાલુકે ચોર્યાસી.

ગુજરાત અને દેશ પરદેશમાં વસતી સમગ્ર કોળી કોમનાં અસ્તિત્વ
ધરાવતાં મંડળોમાં પ્રથમ દરજ્જો ભોગવતા ટ્રાંસવાલ કોળી
હિતવર્ધક મંડળ જોહનીસબર્ગના મંત્રી પદ ઉપરથી
વખતોવખત. ઉત્તમોત્તમ સેવા બજાવી કોળી કોમના
ઉન્નતિરૂપ વહેતા પ્રવાહને અનેક આફતોમાંથી
બચાવી કોળી કોમ અને ટ્રાં. કો. હિ. વ.
મંડળની કીર્તિમાં જે વધારો કર્યો છે તે
આપની અમૂલ્ય સેવાથી અતિ પ્રસન્ન
થઈ આ લઘુ પુસ્તક આપને અર્પણ
કરૂં છું જે સ્વીકારી સેવકને
ઉપકારી કરશો.

લી૦ સેવક,

જીવણજી દુલ્લભભાઈ પટેલ.

# પ્રસ્તાવના.



આ વીસમી સદીના ચળવળમય જમાનામાં જ્યાં ત્યાં ઉન્નતિ કરો ઉન્નતિ કરો એવા શબ્દો રાત દિવસ સંભળાય રહ્યા છે. ભારતવર્ષની અંદર આવેલા તમામ વિભાગો પ્રગતિ માટે મંથન કરી રહ્યા છે. એ વિભાગો પૈકીના ગુજરાતે પણ બનતુ કરવાનું શરૂ કરેલ છે. જ્યારે ગુજરાત જાગે ત્યારે ગુજરાતની એકંદર વસ્તિના ચોથા પાંચમા ભાગ જેટલો મોટો કોળીનો જથો શાંત શી રીતે રહી શકે? ગુજરાતની વસ્તિના ચોથા પાંચમા ભાગ જેટલી કોળી કોમની વસ્તિ ગુજરાતમાં છે ત્યારે એ વસ્તિને માથે કેટલી મોટી જવાબદારી ગુજરાત તરફની છે ને શું કોળી કોમ થોડે ઘણે અંશે પણ વિચારી ન શકે? અવશ્ય વિચારી શકેજ. કોળી કોમે પણ આજ બે ચાર વરસથી અનેક માર્ગ મારફત કંઇ નહિ ને કંઈ કરવા તો માંડેલું છેજ. કંઇ પણ થાય અને તે કોળી કોમ માટે તથા ગુજરાત માટે પણ એવી ભાવના કોળી કોમના વિચારકો અને સમજુ વર્ગને અવશ્ય છેજ. જ્યારે કોળી કોમના સમજુ અને વિચારક વર્ગને સારી ભાવના છે તો પછી તે સર્વને કંઇ નહિ ને કંઇ સારાં સાધનોની પણ જરૂર છેજ. આજે કોળી કોમને આંગણે અનેક ઉપદેશકો, અનેક વિચારકો, અનેક લેખકો, અનેક ગ્રંથકારો, અનેક દાતારો, અનેક આત્મભોગીઓ, અનેક સુયોગ્ય ગૃહિણીઓ અને અનેક વીર યુવકોની જરૂર છે કારણ? વસ્તિનો મોટો જથો, અજ્ઞાનતા અને ગરીબીની છેલ્લી હદ, દુર્વ્યસનનું સંપૂર્ણ સામ્રાજ્ય, અને ઉદારતા, સાહસિકતા, નિડરતા, વગેરે સર્વનો મોટો અભાવ માટે.

કોળી કોમની જરૂરીઆત તો બહુ ભારે છે, અને તે સર્વ પુરી પાડવી એ એકાદ વ્યકિતથી તો બની નજ શકે. જે વખતે કરોડો ખાંડીથી પણ ભૂખની તૃપ્તિ ન થાય તે સમયે કોળી અવનતિ નામક એક આ અતિ નાનામાંનાનું પુસ્તક કોળી કોમની સેવામાં હાજર થાય છે તો એનાથી ભૂખની તૃપ્તિ થઈ સંપૂર્ણ સંતોષ તો શી રીતે આપી શકાય? આમ છતાં જો એક દાણાના હજારમા ભાગ જેટલે અંશે પણ જો એ ઉપયોગી થશે તો તેટલે અંશે પણ લેખક પોતાની મહેનત સફળ થયેલી માનશે

કોળી અવનતિ એને સામાજિક, ધાર્મિક, નૈતિક, આર્થિક અને કેળવણી સંબંધી એમ પાંચ વિભાગમાં વહેંચી નાખી તેનું ટુંક ટુંક વર્ણન ગ્રંથ અતિવિસ્તારને ભયે કર્યું છે. વિગતો ઘણી લખવાની રહી હશે તેમજ લખાયેલમાં કયાંક કયાંક ચોક્કસ મુદ્દા કે પુરાવાની ખામીઓ હશે તે તે સર્વ માટે વાચકે દરગુજર કરી લખવાની બાકી રહેલી વિગત જણાય ત્યાં વિચાર કરી બની શકે તેટલું વિચારી જાણવાની અને ચોકસ મુદ્દાઓ ન હોય ત્યાં તે મુદ્દાઓ માટેની ઘટતી શોધખોળ માટે યોગ્ય કોશિષો કરવી ખાસ જરૂરની છેજ. પ્રિય વાચક! આ પુસ્તક વાંચતાં તને અનેક શંકાઓ થાય અને તે શંકાનો ખુલાસો એમાંથી મળી શકતો ન હોય તો અન્ય કોઇ સારા વિદ્વાન અને અનુભવીઓ મારફત તે ખુલાસાઓ મેળવી લેવા ચૂકીશ નહિ. શંકાઓ તને અનેકાનેક ઉત્પન્ન થશે તો તેથી પણ મોટો લાભજ છે. કારણ શંકા ઉત્પન્ન થઇ અને તેનો ખુલાસો મેળવી લીધો તો તેથી જ્ઞાનમાં અને સમજમાં વધારોજ થયો.

આ પુસ્તક કોઈ પણ બીજાં પુસ્તક કે વર્તમાનપત્ર તથા માસિકોની મદદ લીધા સિવાય થયેલ અનુભવ અને જોવામાં તથા વિચારવામાં આવેલી બાબતો ઉપરથી લખવામાં આવેલું છે અને તેથી જ્યાં જ્યાં જે સત્ય દેખાયું ત્યાં ત્યાં તેને તેજ રૂપમાં લખવામાં આવેલું છે. આથી કેટલીક જગ્યાએ કડકાઈ પણ જણાતી હશે તો તેથી કોઈએ અદેખાઈ કે કોમની આબરૂ ઉઘાડી પાડવા લખ્યું છે એમ માનવું નહિ. અવગુણો છુપા રાખવાથી તે દૂર થતા નથી પણ તેની તપાસ કરી જાણી તેને દૂર કરવાના પ્રયત્નો કરવામાં આવે તોજ તે દૂર થાય છે. આ તપાસ કરવી અને તે દૂર કરવા પ્રયત્નો કરવા તેમાં પણ પ્રકારો છે. કેવળ અદેખાઈ અને સાંકડાપણાથી જે દુર્ગુણો જોવામાં આવે અને તે દૂર કરવાના પ્રયત્નોને બદલે અમુક દુર્ગુણથી અમુકની ઈજ્જત જશે કે હલકુ પડશે આ દૃષ્ટિથી જોવામાં આવે તો દુર્ગુણો ઓછા થવાને બદલે ઉલટા વધે છે. પરંતુ ચોકખા હૃદયથી તે જોવામાં આવે અને જોયા પછી દૂર કરવા મહેનત કરવામાં આવે તો જરૂર ફાયદો થાયજ.

કોળી કોમમાં તળપદા, મતીઆ, ગુલામ, બારૈયા વગેરે ફાંટાઓ છે તેનું પણ ટુંક વર્ણન સામાજિક બાબતમાં લખેલું છે તેથી કોઈએ એમ નથી માનવાનું કે આ ફાંટાઓ લખી ફાંટા ફાંટા વચ્ચે વિરોધ ઉત્પન્ન કરાવવાનો આ પ્રયત્ન છે. ફાંટાઓ પડવાથી કોમનું એકત્ર બળ વિભક્ત થઈ ગયેલું છે અને તેથી કેટલું નુકસાન થઈ રહેલું છે તે બતાવવાનો પ્રયત્ન કરેલો છે. સુરત જીલ્લાને ઉદ્દેશી લખવામાં આવેલ છે જેથી ગુજરાત કાઠિયાવાડના કોળી ભાઈઓ તરફ અપ્રીતિ છે કે તેઓ માટે અંતરમાં સ્થાન નથી એમ નથી. સુરત જીલ્લામાં

ફરવાના અને જોવા કરવાના અનેક પ્રસંગો આવેલા જેથી એ પ્રથમ લખાયું છે અને હવે પછી ગુજરાત કાઠિયાવાડના પ્રદેશોમાં ફરવાના પ્રસંગો આવતાં વખત આવે તે પણ લખવા અંતરમાં અભિલાષા છે. છેવટ ભુલચુક માટે ક્ષમા અને જે કોઇ બંધુ વાંચી ખામીઓ જણાય તે લખી જણાવશે તો મોટો ઉપકાર માનીશું અને ફરીથી છપાવવાના પ્રસંગો આવશે તો તેમાં તે બદલ યોગ્ય સુધારા વધારા કરવા ચૂકીશું નહિ.

સને ૧૯૧૯.
નવસારી–વાંદરી મહોલ્લો.
રામજી ભીખાભાઇનું મકાન.

**જીવણજી દુલ્લભભાઈ પટેલ.**

## અનુક્રમણિકા.





# કોળી અવનતિ.



## વિષય પ્રવેશ.



જગત્કર્તાની અનુપમ શક્તિનું ભાન કરાવનાર આ બ્રહ્માંડમાં પૃથ્વી આવેલી છે. પૃથ્વીના પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ એવા બે ભાગ પડેલા છે. તેમાં પૂર્વ ગોળાર્ધમાં એશિયાખંડ આવેલો છે. એશિયાખંડમાં પરમ પવિત્ર અને જગતમાં સર્વથી શ્રેષ્ઠ એવો હિંદુસ્થાન દેશ આવેલો છે. આ હિંદુસ્થાનના મધ્ય ભાગની પશ્ચિમે અરબી સમુદ્રના કિનારાને અડતો પરમ પવિત્ર ભારતવર્ષનો ગુર્જર—ગુજરાત નામે એક સુંદર અને પુણ્યશાળી બગીચો

આવેલો છે એ ભારત વર્ષના બગીચારૂપ ગુજરાતમાં દક્ષિણ ભાગે અતિરસાળ, વિશાળ, અને જાતજાતની મનોરંજક વનસ્પતિઓથી ભરપૂર એવો સુરત જીલ્લો આવેલો છે. આ સુરત જીલ્લામાં પૂર્વના મહાન્ વિદ્વાન, ધર્મધુરંધર, અને ગૌબ્રાહ્મણપ્રતિપાળ એવા મહાન શુરવીર ક્ષત્રિય રાજાઓના વિશ્વાસુ અને બહાદુર સૈનિકો તે આજે કોળી રૂપ ધારણ કરી અવનતિની ઉંડી ખીણમાં ગરક થયેલા છે. તેને હવે પ્રથમ અવનતિની ઉંડી ખીણમાં ઉતરી તપાસીએ.

સુરત જીલ્લાના આઠ તાલુકા છે. આ આઠે તાલુકામાં અને સુરત શહેર મળી એકંદર કોળીની વસ્તિ સને ૧૯૧૧ના વસ્તિપત્રકની ગણતરી પ્રમાણે ૯૨૦૦૦ છે. આવડા મોટા આ જથાની અવનતિ કયાં કયાં કેટલે અંશે થયેલી છે તે આપણે ટુંકમાં જોઇએ.

## અવનતિના પ્રકાર.

૧. સામાજિક ૨. ધાર્મિક ૩. નૈતિક ૪. કેળવણી ૫. આર્થિક.

# પ્રકરણ ૧ લું.

## સામાજિક અવનતિ.



### ૧ જ્ઞાતિના પડેલા મુખ્ય ફાંટા.

પૂર્વે સમસ્ત ભારતવર્ષની અંદર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી ચાર જ વર્ણ હતી. બ્રાહ્મણો વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞો કરવા અને કરાવવા, દાન લેવું દેવું વગેરે કાર્યો કરતા હતા. ક્ષત્રિય દેશનું સર્વ પ્રકારે રક્ષણ કરતા એટલે બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણની જાન માલની તથા લડાઈ ટંટા વગેરે ન થાય અને સર્વ હળી મળી પોત પોતાનું કામ કર્યા જાય તે માટે રાજસત્તા હાથમાં લઇ રક્ષણનું કામ કરતા. વૈશ્યો ખેતી, વેપાર, કારીગીરી, વગેરે દ્વારા સર્વની જરૂરીઆત પૂરી પાડતા અને શૂદ્રો, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરતા એટલે એ ત્રણે વર્ણોને શારીરિક બળની જે જે કામોની જરૂરીઆત પડતી તેને પૂરી પાડતા. આવી રીતે વ્યવહાર ચાલતો હતો ત્યારે સર્વ સુખી અને સર્વ પ્રકારની ઉન્નતિમાં દિવસો નિર્ગમન કરતા હતા. પાછળથી ધંધા ઉપરથી જુદી જુદી

જ્ઞાતિઓ થઇ ગઈ અને જ્ઞાતિઓમાં પણ પાછા જુદાજુદા ફાંટા પડી ગયા જેથી સંપની સાંકળ તૂટી ગઇ અને કુસંપના પાકા બંધથી બંધાયા જેથી અનેક પ્રકારની વિપત્તિમાં સર્વ જકડાયા. કોળી કોમ સુરત જીલ્લામાં ચાર પાંચ મોટા વિભાગમાં વહેંચાઈ ગઇ. ૧. તળપદા, ૨. ગુલામ, ૩. મતીઆ અને ૪. બારૈયા. પ્રથમ તો આખો કોળીનો જે એક વર્ગ હતો તે રાજપુત જાતિ રૂપેજ હતો. પાછળથી કુસંપના પરિણામે અને બીજાં કેટકેટલાં કારણોને લઈ ઉપર બતાવ્યા મુજબ વિભાગ પડી ગયા. ઉપર બતાવેલા પાંચ વિભાગ હાલ સુરત જીલ્લામાં છે. આખા ગુજરાતમાં એકંદર કોળીની વસ્તિ ૧૫-૨૦ લાખની છે અને એ ૧૫-૨૦ લાખના જથામાં આશરે ૩૦ ઉપર વિભાગો થયેલા છે. આ સર્વ વિભાગોનાં નામ અને હકીકત અહીં લખવા જઇએ તો પુસ્તક બહુજ મોટું થઇ જાય. સમસ્ત ગુજરાતને ઉદ્દેશીને જો પુસ્તક લખવાનું હોય તો તે સર્વે વિભાગો વર્ણવેલા સ્થાને છે. પરંતુ અહીં તો સુરત જીલ્લાને ઉદ્દેશી કામ લેવાનું છે માટે તેજ પ્રમાણમાં વિવેચન કરીશું. તળપદા એ સર્વથી ઉંચા મનાય છે. એઓ પોતાનો કન્યા વ્યવહાર પોતપોતામાંજ કરે છે. તળપતિ એટલે જમીનના માલીક તે ઉપરથી તળપદા શબ્દ થયેલો છે એવું પ્રમાણ કોઇ કોઈ ઠેકાણે લખેલું જોવામાં આવે છે. ગુલામ એ ફાંટાને

માટે એવું કહેવામાં આવે છે કે આજથી થોડાં વરસ પૂર્વે ગરીબ સ્થિતિમાં આવી પડેલ કુટુંબો દેસાઇઓને ત્યાં મજુરી કરતાં અને તે એટલે સુધી કે, દેસાઇઓએ તેમને સર્વ પ્રકારે બંધનમાં લઈ પોતે ધારતા તે કામ કરાવી શકતા. દેસાઇઓની મજુરી કરવા ઉપરથી આ ફાંટાનું નામ ગુલામ કોળી એવું પડેલુ છે આજે પણ આપણે જોઇએ છીએ કે, જ્યાં જ્યાં અનાવિલો–દેશાઇઓની વસ્તિ હોય ત્યાં ત્યાં આ વર્ગ વસેલો જોવામાં આવે છે. અહીં એમ કહેવાનો અર્થ નથી કે અનાવિલો છે ત્યાંજ આ વર્ગ છે. હાલમાં અનાવિલ—દેશાઈ નથી એવી જગ્યા ઉપર પણ આ વર્ગ જોવામાં આવે છે. એ વર્ગની સ્ત્રીઓ અનાવિલો–દેશાઇઓને ત્યાં લગ્ન અને બીજા માંગલિક દિવસોમાં પૈસા લઈ ગીત ગાવા જાય છે અને તેવે પ્રસંગે પરગામ પણ જાય છે. દેસાઇઓની ગુલામીમાં આ વર્ગ સખત સપડાએલો હશે એવું આ દાખલા ઉપરથી આપણને જાણવાનું મળે છે. હાલમાં તો કેળવણીના પ્રભાવે અને ના. બ્રિટિશ સરકારની કૃપા ભરેલી રાજપદ્ધતિને લઈ આપખુદી સત્તા ચલાવનારની સત્તા ભસ્મીભુત થયેલી છે જેથી આ વર્ગ હવે તદન ગુલામીમાં તો નથી પણ ગુલામીનો અંશ માત્ર આ ગીતો ગાવા જવાના દાખલા ઉપરથી રહી ગયેલો જોવામાં આવે છે. આ અંશ પણ એ વર્ગ મહેનત કરે તો નષ્ટ થાય એવો આ સુંદર સમય છે. આ વર્ગનો કન્યા

વ્યવહાર વગેરે પોતપોતામાં જ થાય છે. તળપદા આ વર્ગની કન્યા લે છે પરંતુ આપતા નથી. ભોજન વ્યવહાર પરસ્પર ચાલે છે. મતીઆ આ વર્ગ પીરાણા પંથને માને છે. પીરાણા પંથના ધર્મગુરૂ ઘણે ભાગે મુસલમાન છે અને તેનાં સ્થાન અમદાવાદ નજીક પીરાણા અને નવસારી વગેરે સ્થળે છે. મુસલમાન ધર્મગુરૂને માને છે આ ઉપરથી તળપદા અને બીજા વર્ગવાળાઓ મતીઆ સાથે કન્યા વ્યવહાર તથા ભોજન વ્યવહાર માટે પહેલાંતો સખત વાંધો લેતા હતા પરંતુ હાલમાં કેળવણીને પ્રતાપે એ વાંધો દિનપરદિન ઘટતો જાય છે. કન્યાવ્યવહાર થોડા પ્રમાણમાં અને ભોજન વ્યવહાર પુરેપુરી રીતે પરસ્પર ચાલે છે. બારૈયા આ વર્ગ ખાસ સુરત જીલ્લામાં મુળથી હશે કે કેમ ? તે શંકા છે. કારણ કે એ વર્ગની વસ્તિ બહુ જુજ પ્રમાણમાં છે અને તેનો વ્યવહાર ભરૂચ જીલ્લામાં ચાલે છે કારણ કે ત્યાં એ વર્ગની વસ્તિ વિશેષ હશે. આ વર્ગ તળપદા, ગુલામ, અને મતીઆ એ ત્રણે વર્ગની સાથે વ્યવહાર કોઇ પણ પ્રકારનો રાખતો નથી આવી રીતે એક આખી કોળી કોમ ચાર વિભાગમાં વહેંચાયેલી આપણે જોઇ. આ સિવાય બીજો કોઈ વિભાગ હશે કે કેમ તે આ લેખકની જાણ બહાર હોવાથી તે લખ્યું નથી માટે વાંચકે તે હોય તો પોતે ઉમેરી વિભાગમાં વધારો કરી લેવો. આ દરેક વિભાગ અમુક

અમુક ભાગમાં જુદો જુદો વસેલો છે એવું કંઇ નથી પણ હરેક ભાગમાં હરેક વિભાગની વસ્તિ વત્તાઓછા પ્રમાણમાં હોય છે જ. અપવાદ તરીકે કદાચ કોઇક સ્થળો એવાં હશે કે જ્યાં અમૂક એકજ વર્ગ વસેલો હશે.

## ૨. ફાંટામાં ગામવાર ફાંટા.

આપણે ઉપર ચાર મુખ્ય વર્ગ જોયા. હવે એ મૂખ્ય મૂખ્ય વર્ગમાં પણ પાછા વર્ગો પડેલા છે અને તે ગામવાર છે. અમૂક દશ દશ પંદર પંદર કે તેથી વત્તાઓછા પ્રમાણમાં ગામો મળી તેટલા ભાગનું એક સર્કલ થયેલું છે. આ સર્કલ તે અમૂક ચોરો—કે અમૂક પરગણું એવા નામથી ઓળખાય છે. આ જે ગામવાર વિભાગ પડેલા છે તેમાંજ પરસ્પર લગ્ન વગેરે વ્યવહાર ચાલે છે. એક વિભાગમાંથી બીજા વિભાગમાં કન્યા લેવી દેવી એ કવચિત્ત જ બને છે. આ વિભાગો દરેક એક બીજાથી સ્વતંત્ર હોય છે એટલે દરેક :વિભાગવાર ધારાધોરણો જુદાંજુદાં હોય છે. દરેક વિભાગ પોતાને જેવા નિયમો જોઇએ તેવા કરી લે છે.

## ૩. ફાંટાઓથી ગેરલાભ શો ?

આખી એક જ્ઞાતિ ચારપાંચ વિભાગમાં વહેંચાઈ જેથી પ્રથમ તો જ્ઞાતિનું એક આખું બળ તે પણ તૂટી જઈ તેના

વિભાગ પડી ગયા. આ વિભાગ બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી. એક વિભાગને। માણુસ બીજા વિભાગને ત્યાં ભોજન ન કરી શકે, કન્યા આપ લે ન કરી શકે, આથી એક બીજા ઉપરની પ્રીતિ તથા ભ્રાતૃભાવ અને જાતિ અભિમાન નષ્ટ થાય છે. ઉલટા એક બીજાના વિરોધી જેવા હોય એવું પણ ઘણી વખત બને છે. હમે ઉંચા અને બીજા નીચા આવી માન્યતા પણ આ ફાંટાને લીધે ઉત્પન્ન થયેલી છે અને તે માન્યતાનું પરિણામ ઘણુંજ વિપરિત છે. ફાંટાઓથી સમય અને શકિતને। નકામો વ્યય થાય છે. દાખલા તરીકે એક ફાંટાવાળો માણુસ બીજા ફાંટાવાળાને ત્યાં કોઇ કારણુ સર જાય અને ભોજન લેવાની જરૂર પડે તો તે બીજા ફાંટાવાળાને ભોજન માટે જુદી તૈયારી કરવી પડે. કાં તો કોઇ ઉચ્ચ કોમને ત્યાં રંધાવવું પડે કે કાંતો રાંધવા માટે જુદી તૈયારી કરવી પડે આથી, વખતને। અને દ્રવ્યને। વિશેષ વ્યય થાય છે. જો પરસ્પર ભોજન વ્યવહાર હોય તો નવી તૈયારી કરવી પડતી નથી અને તેથી સમય તથા બીજી કેટલીક બાબતને। બચાવ થાય છે. અવનતિમાં ફાંટા આ એક મોટું પ્રથમ મુખ્ય કારણુ છે. હવે હરેક ફાંટામાં ગામ ગામવાર ફાંટા પડેલા છે તે કેટલેક અંશે તો યોગ્ય પણ છે. કારણુ કે, અમૂક અમૂક ગામવાર જથા બાંધવાથી તે તે જથાને નિયમમાં રાખવાનું સુગમ પડે છે. દાખ પણ

સારો રહી શકે છે. પરંતુ દરેક જથાઓ એક બીજાના વિરોધી તો નજ હોવા જોઇએ. એક જથાને બીજા જથા સાથે કેટલીક સામાન્ય બાબતોમાં સંબંધ હોવો જોઇએ. જે સંબંધ હાલના સમયમાં ઘણે અંશે નથી. હાલના સમયમાં તો જથા જથાવાર એક બીજામાં હરિફાઇ નથી પણ અદેખાઇ છે. આથી અવનતિનાં કારણોમાં આ જથા—ફાંટા પણ કેટલેક અંશે ભાગીદાર છે.

## ૪. ફાંટામાંફાંટા ને તેમાં પણ ફાંટા.

આખી જ્ઞાતિના ચાર મુખ્ય ફાંટા, એ દરેક ફાંટામાં અમૂક અમૂક ગામવાર ફાંટા, હવે અમૂક અમૂક ગામવાર ફાંટા આવેલા છે તેમાં તે ફાંટો જુદાં જુદાં ગામ રૂપે વહેંચાઇ ગયેલો છે. આ ગામોમાં પણ પાછા ફાંટા કોઇ કોઇ ગામોમાં તો હોય છે આ ફાંટાને તડ કહેવામાં આવે છે. આ તડથી ગામનું જ્ઞાતિનું એકત્ર બળ તુટી જાય છે અને તેથી આગળ વધવાને બદલે તે પાછળજ પડે છે. આ તડ સાંસારિક વ્યવહારિક કેટલાંક કાર્યોમાં મત ભેદ પડવાથી અને જ્ઞાતિના પંચાતિપટેલોનાં કેટલાંક માંહોમાંહનાં અંગત કારણોથી પડી જાય છે આ તડ પણ હરિફાઇને બદલે અદેખાઇનું કામ ઘણી વખત કરતાં જોવામાં આવે છે. આ તડથી તો અવનતિમાં ભારે ઉમેરો થાય છે. એ છેક નજીકનાં સગાં

જુદી જુદી તડમાં હોય તો સારા યા માઠા પ્રસંગે એક બીજાને ત્યાં જઈ પણ શકતાં નથી અને આથી કુસંપમાં વધારો થઇ એક બીજા પ્રતિનો સ્નેહ છેક નષ્ટ થાય છે. આ તડો બીલકુલજ કામનાં નથી. આ તડોના પરિણામે ગામડાંનું જ્ઞાતિબળ કેવળ નષ્ટ થઇ અવનતિમાં મોટામાં મોટો હિસ્સો આપી રહ્યું છે.

## ૫. બાળ લગ્ન.

બાળલગ્નનો રિવાજ એક જ્ઞાતિમાં તો શું પણ સમગ્ર ભારત વર્ષની અંદર પણ નહોતો. આ રિવાજ મુસલમાનોના હુમલા થયા અને તેઓ યુવાન કન્યાઓને બળાત્કારે પકડી જવા લાગ્યા ત્યારે કેટલાક સમજુ લોકોએ કન્યાને નાનપણથી પરણાવી દેવા માંડી કારણકે પરણેલી સ્ત્રીઓને તેઓ પકડી જતા નહિ. આવી રીતે બાળ લગ્નનો રિવાજ દાખલ થયેલો છે. આ રિવાજ તે વખતને માટે સર્વોત્તમ હતો પરંતુ હાલના સમયમાં કોઇ પણ પ્રકારનો ભય નથી અને હમેશાં નિર્ભયપણે દિવસ નિર્ગમન કરવાના છે ત્યારે એવા રિવાજની બીલકુલ અપેક્ષા નથી. પૂર્વે બાળ લગ્નનો રિવાજ નહોતો ત્યારે લગ્ન પુખ્ત વયે કરવામાં આવતાં અને પુખ્ત વય થતાં સુધીમાં છોકરા અને છોકરીને વિદ્યા ભણાવવામાં આવતી, બ્રહ્મચર્ય પણ સાથે સાથે પળાવવામાં આવતું જેથી શરીરની રક્ષા ઘણીજ

સારી રીતે થતી. બ્રહ્મચર્યથી શરીર મજબુત બનતુ અને સારી રીતે વિદ્યા ભણતાં જેથી બાળકો સર્વ પ્રકારે નમુનેદાર નીવડતાં. લગ્ન કરતી વખતે માત પિતા છોકરા છોકરીની સંમતિ લીધા સિવાય, એક બીજાના ગુણો મળતા છે કે કેમ તે વગેરે બીજી ઘણી તજવીજ કર્યા સિવાય, કદી પણ લગ્ન કરતાં નહિ. કેટલીક વખત તો સ્વયંવર કરવામાં આવતા એટલે કન્યાના પિતા જુદા જુદા ગામના પરણવા યોગ્ય પુરૂષોને આમંત્રણ કરી પોતાને ત્યાં મંડપ વગેરે બનાવી સભા ભરતા અને કન્યા પછી પોતાને જે વર પસંદ પડે તેને વરમાળ પહેરાવતી અને પછી તેની સાથે લગ્ન થતાં. આ પુખ્ત વયે પરણાવવાનો રિવાજ તે વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો વગેરેમાંજ હતો એમ નહિ પણ શૂદ્ર વર્ગમાં પણ હતો એ માટે જાણવાના દાખલા મળી આવે છે. મહાભારતમાં ભીષ્મપિતાના બાપે માછી કન્યા સાથે લગ્ન કર્યાની વાત આવે છે. માછી જેવી એક પાછળમાં પાછળ જાત પણ કેટલી કેળવાયલી અને સમજુ હશે તે આ દાખલા ઉપરથી માલમ પડે છે. એક ક્ષત્રિય રાજા માછીની કન્યા સાથે લગ્ન કરે તે કેવળ રૂપ જોઇને જ નહિ પરંતુ તે કન્યામાં સારા ગુણો પણ હશે. ત્યારે આ ઉપરથી જાણવાનું મળે છે કે પૂર્વે શૂદ્રો પણ સારી હાલતમાં હશે. જો સારી હાલતમાં ન હોય તો એક કન્યાને રાજા

મોહિત થઇ પરણે એવી કેળવીને બનાવવી એ કંઈ જેવી તેવી બાબત નથી. આ ઉપરથી હાલમાં કોળી કોમે ખાસ લક્ષમાં લેવાનું છે કે કોળી કોમની ગણતરી શૂદ્રોમાં આજે છે તે અતિ હાનિકારક રિવાજોને પકડી રાખવાથી તથા સારા આચાર વિચાર ન રાખવાથી છે. માછી જેવી કોમ પૂર્વે કેવી ઉન્નત હતી અને તેને તે વખતે જન સમાજમાં કેટલું માન મળતું તે ઉપર જોયું છે. માટે કોળી કોમ પણ આ દાખલો ગ્રહણ કરી ઉંચા ગુણો ગ્રહણ કરે તો જનસમાજમાં કેમ માન નહિ મેળવે? અહીં વિષયથી બહાર જઇ થોડું આડું અવળું ભટકયા છે પરંતુ આ સ્થળે એ અક્ષર બોલાય તો તે સ્થાને છે એમ હમારૂ માનવું છે. બાળ લગ્નથી કેટકેટલા ગેરફાયદા થયેલા છે તેનું વર્ણન પુરેપુરૂં કરવામાં આ પુસ્તક ધારવા કરતાં વિશેષ મોટું થઈ જાય માટે અહીં તેનો ટુંકમાંજ વિચાર કરીશું.

## બાળલગ્નથી ગેરફાયદા,

૧. છેક નાનાં નાનાં બાળકો પરણાવવાથી બાળકો મોટાં થતાં એક બીજાને સ્વભાવ મળતો નથી, સ્વરૂપ ગમતાં નથી, અને છેવટે છુટાછેડા થવાના ઘણા પ્રસંગ બને છે.

૨. છુટાછેડા થવાથી કરેલો ખર્ચ નકામો જાય છે આથી આર્થિક અવનતિમાં પણ એ વધારો કરે છે.

૩. જો છુટાછેડા ન થાય તો કેટલેક ઠેકાણે પતી પત્નીમાં જીંદગી પર્યંત કુસંપ રહે છે અને હમેશાં વઢવાઢ થયા કરે છે.

૪. ઘણાં જોડાંમાંથી પુખ્ત ઉમરે પહોંચતાં સુધીમાં એકાદ રામ શરણ એટલે બોલો ભાઈરામ બોલો ભાઈરામ થઈ જાય છે. આથીપણ આર્થિક અવનતિમાં વધારો થાય છે.

૫. પુખ્ત ઉંમરનાં થતાં અગાઉ સંસારના ખટલામાં જોડું પડી જાય છે જેથી વિદ્યાભ્યાસ કરી શકતાં નથી અને ઉલટાં બ્રહ્મચર્ય ગુમાવી બાળપણમાંજ વીર્યરૂપ શરીરનું જવાહીર ગુમાવી અશક્ત બની જાય છે અને દુકાળીઆનાં શરીર જેવી નિર્માલ્ય સંતતિ ઉત્પન્ન કરે છે.

૬. બાળપણામાં ભણવાનું છોડી સંસારમાં લપટાવાથી સ્વતંત્રતાને વિશેષ માને છે અને મા, બાપથી જુદા રહેવાની તજવીજ કરે છે. મા, બાપ સીધી રીતે ભાગ ન આપે તો ફીકણીયું લઇને ઉઠે છે અને ઉછેરીને મોટાં કર્યાં તેનો બદલો ડીફણીયારૂપ મેથીપાકથી આપે છે. આ બનાવ અસંખ્ય પ્રમાણમાં બને છે. આથી ઘરનો સંપ તૂટી શક્તિમાં ભાગ પડી જાય છે.

૭ નાનપણથી સંતતિ પેદા થવા માંડે છે અને તે બામડીઆ કહેવત પ્રમાણે છાશને વારે ઉત્પન્ન થાય છે જેથી નિર્માલ્ય બાળકોમાં વિશેષ પ્રમાણમાં વધારો થાય છે. આથી માબાપને અને દેશને તે બોજારૂપ થઇ પડે છે.

૮. બ્રહ્મચર્ય ગયું અને વિદ્યાભ્યાસ ન થયો એટલે સમજવું કે સર્વસ્વ નાશ થયું.

૯. આજની ગરીબાઈ અને આજની વીટંબણાં આ બાળલગ્નને વિશેષ આભારી છે. કારણ કે બાળકમાં જે શારીરિક, માનસિક, અને નૈતિક શક્તિ કે જે વડે તે ભવિષ્યમાં મોટા મોટા પહાડોને ઉખેડી ફેંકી દે છે તથા આકાશને પણ ઉડી વળગે અને સમુદ્રને છલંગ મારી કુદી જાય અગર પત્થરો તારી તરી જાય તે સર્વ શક્તિ વીર્યના નાશથી અને વિદ્યાભ્યાસ ન થવાથી નાશ થાય છે.

૧૦. બાળ લગ્નથી બાળકો પતન થઇ સમસ્ત દેશને પણ પતન કરે છે. તેનો દાખલો આ સમયે ભારતવાસીઓને તેમજ સર્વ જ્ઞાતિઓને અને કોળી કોમને દૂર શોધવા પડે તેમ નથી પણ પોતપોતાના જ ઘરમાં તે સર્વને વગર મહેનતે મળી આવે છે.

આવી રીતે ટુંકમાં બાળ લગ્નના ગેરફાયદા તથા તે રિવાજ શી રીતે દાખલ થયો તે જોયું છે. કોઈ પ્રકારે બાળલગ્ન ઇચ્છવા યોગ્ય તો નથીજ. હાલની ભયંકર અવનતિ આ બાળ લગ્નને ૭૫ ટકા આભારી છે. આ મહા દાવાનળરૂપ અગ્નિમાંથી છુટી શાંતિરૂપ પ્રદેશમાં જવા આ રિવાજને સત્વર તિલાંજલી આપવાની જરૂર છે.

## ૬. પુનર્લગ્ન અથવા નાતરાં.

આ રિવાજ હિંદુ સમાજમાં ઘણી જ્ઞાતિઓમાં છે.

કેટલેક અંશે તો આ રિવાજ ફાયદાકારક છે પરંતુ જેટલા ફાયદા છે તેના કરતાં અવગુણ વિશેષ છે. ફાયદો ત્યારે છે કે જ્યારે સમજપૂર્વક એ નિયમનું પાલન કરવામાં આવે ત્યારે. જે વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જ વર્ણ અસ્તિત્વમાં હતી તે વખતે આ રિવાજ શૂદ્ર વર્ણમાં હશે કે કેમ ? તેની ખબર નથી. ઘણે ભાગે તો તે વખતમાં બ્રહ્મચર્યનું પાલન કરી પુખ્ત વયે લગ્ન કરવામાં આવતાં તેથી મરણ પ્રમાણ હાલના જેટલું ન હોવું જોઇએ. કદાચ કોઈ પ્રસંગ એવો બનતો હશે તો તે વખતે પતિપત્ની એક બીજાની ફરજ બરાબર સમજતાં હતાં અને એક બીજાની પસંદગીથી લગ્ન થતાં જેથી ગાઢ પ્રીતિ પતિપત્નીમાં બંધાતી જેથી એક બીજાના વિયોગે એક બીજાના ગાઢ પ્રેમને લીધે પુનર્લગ્ન ન પણ કરતાં હશે અને સાધુમય જીવન ગુજારી દેશને ઉપયોગી થવાનો માર્ગ ગ્રહણ કરતાં હોવાં જોઇએ. કેટલીક ઉચ્ચ જ્ઞાતિમાં ફરજીઆત સ્ત્રીઓને વિધવા રહેવાનું હોય છે તે એમ બતાવે છે કે, કેટલીક સ્ત્રીઓ સમજીને પતિ વિયોગ થાય ત્યારે સાધુમય જીવન ગુજારી પ્રભુભક્તિ અને દેશસેવામાં જીવન ગુજારતી હશે તે ઉપરથી આ રિવાજે કદાચ ફરજીઆતપણાનું રૂપ ધારણ કર્યું હશે. મનુસ્મૃતિમાં આ સંબંધે કંઇ પણ વિવેચન હશે માટે

વાંચકે તે વાંચવા કૃપા કરવી. હવે કોળી કોમમાં પુનર્લગ્ન કેટલે અંશે હિતકર છે અને કેટલે અંશે ગેરફાયદાકારક છે તે તપાસીએ.

કોળી જ્ઞાતિ અજ્ઞાન અને નિર્ધન અવસ્થામાં હોવાથી તથા ખેતી અને મજુરી જેવા શારીરિક મહેનતના ધંધા વિશેષપણે કરતી હોવાથી આ રિવાજ છેક તો કાઢી નંખાય એમ નથી. કારણ કે અજ્ઞાન દશામાં સાધુમય જીવન ગુજારવું મુશ્કેલ છે તેમજ આર્થિક સ્થિતિ સારી ન હોવાથી ધંધો શારીરિક બળનો કરવો પડે એ પણ નક્કી જ છે. શારીરિક બળનો ધંધો હંમેશાં ખેતી જેવી જાહેર જગ્યામાં અનેક સારાં નરસાં માણસો સાથે રહીને કરવાનો હોવાથી અજ્ઞાન સ્ત્રીઓ બ્રહ્મચર્યનું પાલન ન કરી શકે માટે આ રિવાજની આવશ્યકતા છે જ. વળી બાળ લગ્ન જેવો કઢંગો રિવાજ અસ્તિત્વમાં હોવાથી આ રિવાજની બાબત કરીને હાલ તુરત તો જરૂરીઆત છે. પુનર્લગ્ન જરૂરનાં છે પણ હાલ તેનો દુર ઉપયોગ બહુ થાય છે. પુનર્લગ્નનો દુર ઉપયોગ થવામાં ફારગતી—છુટાછેડાનો રિવાજ બહુ પુષ્ટિકારક થઇ પડયો છે આ ફારગતીના રિવાજના દોષો હાનીકારક થઈ પડયા છે:--

૧. જો કોઇ સ્ત્રી વિધવા થાય અને ફરી નાતરૂ કરે ત્યારે ઘરેણું બહુજ માંગવામાં આવે છે જેથી આર્થિક અવનતિને તે મદદરૂપ થઈ પડે છે. આ કારણથી કેટલાંક કુટુંબો જમીન આદિ ખોઇ નિરાધાર થઈ પડયાં છે.

૨. પણીયતની સ્ત્રી માટે જેટલું માન હોય છે તેટલું ઘણી વખત નાતરાંની સ્ત્રી માટે હોતું નથી. આ સંબંધમાં "પણીયતની સ્ત્રી તે પણીયતની, નાતરાંની કંઈ તેની તોલે આવે ? આ કહેવત વિશેષ નુકસાન કરે છે. આ કહેવતને લીધે લોકોમાં નાતરાંની સ્ત્રી પણીયતની સ્ત્રી જેટલી સહનશીલ અને મીલનસાર નથી એવું લોકોમાં દૃઢપણે મનાયેલું છે જેથી નાતરાંની સ્ત્રી સહેજ કંઈ ગુનો કરે કે તેને ગમે તેવી પણ નાતરાંનીજ કની એમ કહી ઉતારી પાડવામાં આવે છે. સ્ત્રીમાં પણ પ્રથમના એ કહેવતાનુસાર સંસ્કાર દૃઢ થયેલા હોય છે જેથી ઘણી વખત ઉદ્ધતાઇપણે વર્તવાના ગુણ આવી ગયેલા હોય છે. ઘણે ભાગે તો નાતરાંની સ્ત્રી અને પતિ વચ્ચે મીલનસારપણું ઠીક રીતે હોય છે પણ કેટલાક બનાવોમાં પરસ્પર વિરોધતા હોય છે.

૩. પણીયતની સ્ત્રીના પાપ પુણ્યમાં પતિ ભાગીદાર છે પરંતુ નાતરાંની સ્ત્રીમાં પતિ ભાગીદાર નથી આ માન્યતા એક બીજામાં પ્રીતિ થવામાં અંતરાયરૂપ થઇ પડે છે.

આપણી સામાજીક અવનતિમાં પુનર્લગ્ન કેટલે અંશે પોતાનો ફાળો આપે છે તે ઉપર ટુંકમાં ત્રણ કારણો આપી જણાવ્યું છે.

પુનર્લગ્ન—નાતરાંથી ફાયદા ઘણા છે. જો એક બાળા બાળપણમાં વિધવા થય અને તે પછી નાતરૂં કરી જાય જેથી તેનાથી નીતિ જળવાય છે અને સુખી જીવન ગુજારે છે. વળી તેનાં માબાપને કે પ્રથમનાં સાસરીઆંને તે બોજારૂપ થઈ પડતી નથી. આથી આર્થિક અવનતિમાં તે વધારો કરતી નથી. આ સિવાય બીજા ઘણા ગુણો છે. પણ એક મોટામાં મોટો અવગુણ છે તે લખવાનોજ રહી ગયો છે. આ અવગુણ તે **નાતરાંના ભાવની થયેલી તેજી છે.**

હાલમાં નાતરાનાં ભાવો ચઢી ચઢીને છેક તાડની ટોચે જઈ બેઠા છે. છોકરીનાં મા, બાપ ઘરેણું માગે છે તેનાથી તો આડો આંકજ છે. જેટલાં નંગનાં નામ આવડતાં હોય તેટલાં બધાંજ માગી બેસે છે અને શ્રીમંત બંદા તો તે માગ્યા કરતાં પણ વિશેષ લઈ જાય છે. આથી કરી આ ભાવ બહુ વધ્યો છે. હાલ સાધારણ સ્થિતિવાળો બિચારો કોઈ રંડાય તો તો તેના ભોગજ ફરી વળ્યા સમજવા. જીંદગીપર્યંત બાયડી વિના તલખ્યા કર્યા સિવાય તેનો બીજો કોઈ ઉપાયજ નથી. અને જો કદાચ હિંમત કરી

નાતરૂ કરવા જાય તો પોતાની પાસે જમીન, ઘર વગેરે કંઇ હોય તો તે સમુળગું ખઇ બેસે છે, કારણ કે, ઘરેણું પારવિનાનું લઇ જવું પડે છે. આ રિવાજને માન આપવાનું તથા ભાવ વધારવાનો દોષ કેટલેક ઠેકાણે તો પરદેશ કમાવા જતા ભાઇઓ ઉપર મૂકવામાં આવે છે અને તે કેટલેક અંશે ખરૂ પણ છે. પરદેશ મુસાફરી કરનારા ભાઇઓ આ લેખકને આ બાબત લખવી પડે છે માટે માફી આપશે. લેખકને લખ્યા સિવાય બીજો છુટકોજ નથી. પરદેશમાં મુસાફરી કરનારા ભાઇઓ માટે લેખકને ઘણુંજ માન છે અને હાલમાં જ્ઞાતિ ઉન્નતિનાં કામમાં જો કોઇએ મોટામાંમોટો ફાળો આપ્યો હોય તો તે આ પરદેશમાં મુસાફરી કરી કષ્ટ સહન કરતા ભાઇઓએજ છે. આ માટે મુસાફરી કરનાર ભાઇઓને જેટલી શાબાશી આપીએ એટલી ઓછી છે. હવે મૂળ વિષય ઉપર આવીએ.

લોકો બુમ મારે છે કે પરદેશ કમાનારે નાતરાંની મોંઘવારી કરી નાખી છે. પરદેશની મુસાફરીને લઇને હાથમાં બે પૈસા તો હોયજ અને તે પૈસાને લઇ જેટલું માગે તેટલું ઘરેણું લઇ જાય છે જેથી લોકોમાં એ રિવાજ માટે માન્યતા દૃઢ થઇ ગઇ છે, આથી કરી સાધારણ સ્થિતિવાળો વર્ગ મહા દુઃખમાં આવી પડયો છે. એ વર્ગને કાંતો મિલ્કત ખોવી પડે કાંતો બૈરી વગરના રહેવું

પડે છે. છોકરીનાં મા, બાપે ઘરેણું વિશેષ માગતાં પહેલાં જમાઇની સ્થિતિ કેવી છે તેની ખાસ તપાસ કરવી ઘટે છે. જો સ્થિતિ સાધારણ હોય તો બહુ ઘરેણું માગવું ન જોઇએ. આથી તો ઉલટી છોકરીને જાણી જોઇને ગરીબીમાં ઉતારવા બરાબર થાય છે, એટલે કે જમાઇની સ્થિતિ સાધારણ હોય અને ઘરેણું વિશેષ માગે એટલે તે દેવું કરીને લાવે છે તેથી છેવટે દેવામાં નિષ્ફળ જવાથી છેવટે મજુરી કરવાની સ્થિતિમાં આવી પડે છે. છોકરીનાં મા, બાપો પોતાની સ્થિતિ કેવી છે, સામા માણસની સ્થિતિ કેવી છે, તેનો વિચાર કરતાં નથી પણ કોઇ શ્રીમંતની છોકરી ૫૦૦) રૂા. નું ઘરેણું પહેરતી હોય તો તે પ્રમાણે ગરીબમાંગરીબ મા, બાપો પણ પોતાની છોકરી માટે તેટલું માગે છે. અહીં ગરીબ સ્થિતિવાળાંએ વિચાર કરવો જોઇએ કે શ્રીમંતને તો બે પૈસા મળે છે તેથી કદાચ પહેરતાં હશે પણ આપણે તો ગરીબ છે માટે સાધારણ સ્થિતિમાં રહેવુંજ ઠીક છે. શ્રીમંત લોકોએ અને પરદેશમાં મુસાફરી કરનાર ભાઇઓએ મધ્યમ વર્ગના લાભની ખાતર બહુ ઉંચા ભાવોને ઉત્તેજન આપવું ન જોઇએ. આથી કરી મધ્યમ વર્ગને મોટો લાભ થશે.

## ૭. ફારગતી—છુટાછેડા.

ફારગતી—છુટાછેડા—આ શબ્દજ ઘણો વિકાળ અને અપ્રિય લાગે છે. આ રિવાજ હિંદુની ઉંચી જ્ઞાતિમાં તો

બીલકુલ જ નથી ફક્ત ખેતી અને મજુરી કરનારી તથા કારીગીરીનાં કાર્ય કરનારી કેટલી જ્ઞાતિમાં તે પ્રચલિત છે. ઘાંચી જેવી એક પાછળ પડેલી જ્ઞાતિમાં તે નથી એ દરેક ફારગતીના રિવાજને માન આપનારી જ્ઞાતિએ ધ્યાનમાં લેવાનું છે. કોળી જ્ઞાતિની અવનતિમાં આ ફારગતિએ મોટામાંમોટો હિસ્સો આપેલો છે. એક તો બાળલગ્ન જેવો દુષ્ટમાંદુષ્ટ રિવાજ જેથી સ્વભાવ, ગુણ વગેરે મળતા ન આવવાથી પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય છે તે વિરોધ ગમે તે પ્રકારે નાશ પામવો જોઇએ તેને બદલે ફારગતીને લીધે તે ભારે હાનિકારક થઈ પડે છે. જરાક સ્ત્રી અને પુરૂષને ન બન્યું તો ફારગતી આપવા અથવા લેવા તૈયાર થઈ જાય છે. આથી કરી પુરૂષ અને સ્ત્રીને એકબીજાં વચ્ચે જે ગાઢ પ્રેમ બંધાવો જોઇએ તે બંધાઇ શકતા નથી. કારણ કે જરા ચકમક ઝરી કે છુટાછેડા કરવા તૈયાર થઇ જાય છે. આમાં બેમાંથી જે જરા પૈસે ટકે સુખી હોય છે તે બહુ રોપ રાખે છે. પુરૂષ પાસે બે પૈસા કે મીલકત હોય તો તે એકદમ સ્ત્રીને કાઢી મૂકવા તૈયાર થાય છે અને કાઢી પણ મૂકે છે. પંચ દંડ કરે અગર પૈસા અપાવે તો તે પુરૂષ આપે છે. સ્ત્રીનો બાપ જરા માલદાર હોય તો તે સ્ત્રી પણ બહુ નખરાં કરે છે અને પતિને ન ગણકારતાં બાપને ઉંધુ ચત્તું સમજાવી રૂપીઆ અપાવીને પણ ફારગતી લે છે.

## ફારગતીથી ગેરફાયદા.

૧. ગમે તે વખતે પતિ પત્નિ એક બીજાથી આ રિવાજને અનુસરી છુટાં થઈ શકે છે જેથી એક બીજામાં પ્રેમ અને માયાની લાગણી ઉત્પન્ન થવામાં આ રિવાજ હાનિકારક થઇ પડે છે.

૨. પતિપત્નિના બાપને આવો પ્રસંગ આવે ત્યારે બેવડી રીતે ખર્ચમાં ઉતરવું પડે છે. એક તો ફારગતી કરતાં રૂ. ખરચવા પડે છે અને બીજુ ફરી પાછું નાતરૂં કરે ત્યારે બેઉને પાછું ખર્ચમાં ઉતરવું પડે છે. આથી કરી આર્થિક અવનતિને પણ આ ટેકો આપે છે.

૩. આ રિવાજને લીધે પરસ્પર જોઇએ તેવી પ્રીત ન થવાથી કેટલીક વખત ઝેર પણ આપવાના દાખલા બને છે અને તેથી જીવથી પણ જવાના બનાવ બને છે.

૪. પુનર્લગ્ન—નાતરાં આ રિવાજને લીધે બહુ થાય છે અને નાતરાં કરવામાં હાલ ખર્ચ બહુ થાય છે જેથી નુકસાન કંઈ જેવું તેવું થતું નથી.

૫. બાળલગ્ન જેવા પાપીમાંપાપી રિવાજને આ ફારગતી બહુજ ઉત્તેજન આપે છે. જો ફારગતી ન હોય તો બાળલગ્ન કરવામાં જરા વિચારજ કરવો પડે. કારણ કે, બાળલગ્નથી જોડાએલાં જોડાં જ્યારે ગુણ, સ્વભાવ વગેરે ન

મળતાં આવે ત્યારે એકદમ ફારગતી આપી અને લઇ છુટાં પડે છે પણ ફારગતીજ ન હોય તો પરસ્પર ગમે તે પ્રકારે સમજુતી કરેજ, અને લોકો પણ બાળલગ્નથી ઘણાં જોડામાં વિરોધ ઉત્પન્ન થઇ તકરાર થયા કરે જે ઉપરથી મોટી ઉંમરે ગુણ, સ્વભાવ વગેરે જોઈ લગ્ન કરવાનું શીખે.

૬. આ રિવાજ પૈસાદાર લોકોને અવળે માર્ગે દોરી જાય છે. જો કોઇની બૈરી જરા રૂપાળી કે ગુણવાળી માલમ પડે અને તે બૈરીવાળો જરા સાધારણ સ્થિતિમાં હોય તો પૈસાદાર કે જેને પેલી સ્ત્રી ગમી ગઇ હોય તે બૈરાંને આડું અવળું સમજાવી પતિપત્ની વચ્ચે વિરોધ કરાવે છે અને છેવટે પોતે પૈસા ખરચી ફારગતી કરાવે અને પેલા સાધારણ સ્થિતિવાળા બિચારાને બૈરી વગરનો કરી મૂકે છે. વળી શ્રીમંતના પુત્રને પોતાની પત્ની જરા ન ગમી તો તેને તુરત કાઢી મૂકે છે અને ભાઈ પોતે કોઈ બિચારાનું ઘર ભંગાવવાનાં કાર્યમાં ફરતો હોય.

૭. આ રિવાજ પરદેશમાં મુસાફરી કરી બે પૈસા કમાનાર ભાઇઓને પણ ઘણી વખત અવળે માર્ગે દોરી જાય છે. એટલે કે, પરદેશની મુસાફરીથી બે પૈસા ગજવામાં હોય તે ઉપરથી બાયડી ન ગમી કે કાઢી મૂકે અને બીજી

પસંદ હોય ને તે ધણીત્યાગી હોય તો પણ પૈસા આપી ફારગતી કરાવી પોતે આઠરી બેસે છે. ઉપર બતાવ્યા મુજબ ફારગતિનો રિવાજ કોળી કોમની અવનતિનો મહાન ભાગીદાર થઇ પડયો છે.

## ૮ લગ્ન પ્રસંગે હદ ઉપરાંત થતો ખર્ચ.

કોળી કોમમાં લગ્ન પ્રસંગ ઉપર હદ ઉપરાંતનો ખર્ચ કરવાનો રિવાજ પ્રચલિત થઇ ગયો છે એક તો બાળલગ્નનો રિવાજ જેથી એક માણસનાં બે, ત્રણ, ચાર, કે કદાપિ પાંચ વખત પણ લગ્ન થાય અને તેમાં વળી ખચોળ લગ્નની રીત જેથી પછી ખર્ચમાં વધારો થાય તો તેમાં પૂછવુંજ શું ? લગ્ન એટલે શું એ કોળી કોમે કોઇ દિવસ વિચારજ કરેલો જણાતો નથી અને વિચાર ન પણ કરે તે સ્વાભાવિક છે કારણ કે અજ્ઞાન છે. પરંતુ જેઓ જ્ઞાતિના આગેવાનો છે તેઓ ધારીએ તેટલા અજ્ઞાન નથી. તે તો બહુજ ચતુર હોય છે. અહીં જ્ઞાતિના આગેવાનો ઉપર આક્ષેપ કરવાનો હમારો બીલકુલ ઇરાદો નથી પરંતુ તેમની ફરજ શું છે તે બતાવવાનો છે. પ્રથમ લગ્ન એટલે શું તેનો અર્થ બરાબર સમજવો જોઇએ. લગ્ન શબ્દનો અર્થ જોડાવું એવો થાય છે. પુરૂષ અને સ્ત્રી પરસ્પર એક બીજા સ્નેહની સાંકળથી જોડાય છે તેનું નામ લગ્ન છે. આ સ્નેહની સાંકળથી જોડાવું એટલે ગમે તે વખતે ગમે ત્યાં સ્નેહ કરી

જોડાઈ જવું એમ નથી પણ પુખ્ત ઉંમરનાં થાય ત્યારે ગુણ સ્વભાવ વગેરે મળતો આવે એવાં પુરૂષ અને સ્ત્રી પોતાના કુટુંબ અને બીજાં સંબંધીઓની રૂબરૂ શાસ્ત્રમાં જે વિધિ બતાવી છે તે વિધિ મુજબ જોડાય છે તેનું નામ લગ્ન. આ પ્રસંગ માંગલિક છે માટે તે વખતે સગાં સંબંધી મિત્રવર્ગ વગેરે ભેગાં મળે તે સ્વભાવિક છે. પરંતુ ખર્ચ કરવાની બાબતમાં દરેક માણુસે પોતાની સ્થિતિનો વિચાર કરવો જોઇએ. દેવું કરીને તો મોટો ખર્ચ કે ધામધુમ નજ કરવી. કોઈ શ્રીમંત માણુસ ઉંચી રસોઈ જમાડે તો સાધારણુ સ્થિતિવાળા માણુસે તેનું અનુકરણુ નજ કરવું.

## હદ ઉપરાંત ખર્ચ.

૧. દરેક માણુસે પોતાની સ્થિતિના પ્રમાણુમાં ખર્ચ કરવું જોઇએ. દેવું કરીનો તો કદાપિ પણુ ખર્ચ ન કરવો, અને આનુંજ નામ હદ ઉપરાંતના ખર્ચ કહેવાય છે.

૨. રસોઈમાં મિષ્ટાન બનાવવામાં આવે છે તેમાં પણુ સાદાઈ રાખી હોય તો તે રાખી શકાય છે. પણુ હાલમાં તો એક બીજાથી ચઢત કરવાનું હોય છે જેથી ગનમાન્યો પૈસો ખર્ચાય છે.

૩. અંગ્રેજીબેંડ—વાજાંની મોટાઇમાં થતો પૈસાનો ધુમાડો.

૪. ઘરેણુાંમાં પણુ ઘણુી વખત હદ ઓળંગી જવાય છે.

૫. કપડાંલત્તામાં કેટલાંક એવાં ખરીદવામાં આવે છે કે, તેનો જીંદગીમાં ફરી કોઇકજ વાર ઉપયોગ થાય છે.

## ૯. મરણ પાછળના ખર્ચ.

જ્યારે કોઇપણ માણસ મરી જાય છે ત્યારે તેની પાછળ ન્યાતિ જમાડવાનો ચાલ છે. આ ચાલ કેટલા વખતથી શરૂ થયો હશે તેનો કંઇ પુરાવો માલમ પડતો નથી. કદાચ કોઇ શાસ્ત્રપુરાણમાં તે હશે તો તેની લેખક ને બરાબર ખબર નથી કારણ લેખક શાસ્ત્રનો મોટો અભ્યાસી નથી. કોઈ વિદ્વાન આ દિશામાં હજુ પછી પણ પ્રકાશ પાડે તો મોટો ઉપકાર થાય. હવે કેટલા વખતથી અને કયાં કારણોને લઇ એ રિવાજ ચાલુ કરવાની જરૂર પડી તે પુરાવો ખરેખરો હજુ મળ્યો નથી તે છતાં પણ આપણે વ્યવહારિક દૃષ્ટિથી એ બાબત વિચારી જોઇએ. સાધારણ કહેવત છે કે "હાથે તે સાથે', જો આ કહેવતને ખરી માનીએ તો દરેક માણસે પુણ્ય-ધર્માદા માર્ગે જે કંઇ ખરચવું હોય તે જીવતાં જીવિત પોતાને હાથેજ ખરચવું જોઇએ. મરણ પછી તેની પાછળ જે ખરચવામાં આવે તે તેને પહોંચતું હશે કે કેમ ? તે વાંચકે વિચારી લેવું. કદાચ એમ માનો કે મરણ પાછળ જે દહાડો કરવામાં આવે છે અને તે પ્રસંગે જે ભોજન કરાવવામાં આવે છે

તેનું પુણ્ય મરનારને પહોંચે છે ત્યારે લગ્ન પ્રસંગે જે ન્યાત જમાડવામાં આવે છે તે પુણ્ય કોને પહોંચતું હશે ? નાતરૂં કરીઆવીને પણ જમાડવામાં આવે તે કોને પહોંચતું હશે ? આ સંબંધમાં હમારી માન્યતા તો એવી છે કે આ સર્વ ખરચો સામાજિક—સમાજને નિયમમાં રાખવા માટેના છે. ઓછીના વ્યવહારો છે. જો લગ્ન અને દહાડા પાણી વીગેરે પ્રસંગે ભોજનની અને એક બીજાને ત્યાં જવા આવવાની પદ્ધતિ ન હોય તો લોકોને એક બીજાને ત્યાં જવા આવવાના પ્રસંગો બીજા કયા ? કદાચ સગેવહાલે જવું એને જવાઆવવાનો પ્રસંગ ગણે તો એથી સેંકડો અને હજારો દુરદુરથી જ્ઞાતિજનો ભેગા મલી પરસ્પર મૈત્રી, વિચારોની આપ લે, સંપની વૃદ્ધિ, વગેરે બાબત લગ્ન અને મરણ પ્રસંગના દિવસો નિમિત્તે કરે છે તે સગે વહાલે એકાદ બે માણસો જા આવ કરે તેથી ન બની શકે. જો આ સંબંધી હાલની નવીન અસ્તિત્વમાં આવેલી પરિષદોની પદ્ધતિનો સ્વીકાર કરી તે મારફતે હજારો જ્ઞાતિ જનોનું ભેગા મળવું બને અને તેથી લગ્ન પ્રસંગ અને દહાડા પાણીના પ્રસંગોની જરૂર ન રહે, એમ ગણી લઇએ તો પણ ખર્ચનો સવાલ તો તેનો તેજ રહે છે. લગ્ન અને દહાડાપાણીના રિવાજને આપણે ખર્ચની બાબતમાં ધિક્કારીએ છીએ ત્યારે પરિષદમાં શું ખર્ચ ઓછો થાય ? ત્રણ દિવસની બેઠક સાધારણ રીતે

હોય છે એ સમયમાં માંડવાનો ખર્ચ, દરેક વ્યકિતનો ખોરાકી ખર્ચ વગેરે ગણે તો વ્યક્તિવાર રૂા. એક કે દોઢ તો ઓછામાં ઓછો થાય જ. ત્યારે હજાર કે દોઢ હજાર અથવા તેથી વધુ માણસો ભેગાં મળે તો માણસથી દોઢા રૂા. ની રકમ ખર્ચાય તો તે દહાડાપાણી અને લગ્નના ખર્ચ કરતાં શું ઓછો થાય ? વળી આવી પરિષદો વરસમાં અનેકવાર મેળવવી મુશ્કેલ ભર્યું છે. આમ છતાં લગ્ન પ્રસંગ રાખી દહાડા કરવાના તદન બંધ કરવામાં આવે તો તેથી નુકશાન કંઇ નથી. દહાડાની જરૂર બીલકુલ નથી. ઉપરની સર્વ બાબત ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકીએ છીએ કે, જ્ઞાતિના જથાને નિયમમાં રાખવા, પરસ્પર ભેગા મળી વિચારોની આપ લે કરવા, સંપની વૃદ્ધિ કરવા, અને એક બીજાના સંબંધમાં આવવા લગ્ન પ્રસંગના ખર્ચ અને તે નિમિત્તે ભેગા મળવાની પદ્ધતિ એની જરૂર તો છેજ. હવે હાલની આપણી ગરીબ સ્થિતિ જોતાં એમાં ખર્ચનો ઘટાડો કરવાની જરૂર છે. ખર્ચ કેટલો કરવો એ નિયમ આપણાં હાથનો છે. એમાં વખતો વખત સમયને અનુસરી ફેરફાર કરી શકીએ છીએ. હાલમાં આપણી દરિદ્ર અવસ્થા છે, દેવાંથી આપણે દબાઇ ગયેલા છીએ ત્યારે કેવળ સાદાઇથી ખર્ચ કરવાથી આપણો અર્થ સરશે. આ ખરચની સાદાઇ રાખી તે ઉપરાંત એ પ્રસંગે જ્ઞાતિ

ઉન્નતિનાં કાર્યોમાં પણ અમૂક અમૂક ફાળો આપવાની પદ્ધતિ રાખવાથી તે દિશામાં ફંડની વૃદ્ધિ થઇ ઉન્નતિનાં સાધનો પણ મજબુત થતાં જશે.

## ૧૦. રડવાકુટવા અને બેસવાનો ઘેલો ચાલ.

રડવાકુટવાનો રિવાજ કેટલાં વરસથી અને કયા કારણોસર દાખલ કરવામાં આવેલો છે એ બાબતનો લેખીત પુરાવો હમારી જાણમાં નથી. કદાચ શાસ્ત્રના અતીશય અભ્યાસીઓ જો આ રિવાજ શાસ્ત્રાનુસાર હશે તો જાણુતા હશે. આ માટે વાંચકે શાસ્ત્રના અભ્યાસીઓને પૂછવું. વળી આપણા ગોર મહારાજો કે જેઓ લગ્ન, શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરાવી આપણા માર્ગદર્શક તરીકે કામ કરે છે તેમને પણ પૂછી જોવું. આ રિવાજને આપણી સામાજીક દૃષ્ટિથી જોઇએ તો એથી આપણને ગંભીર નુકસાનો થાય છે. જરૂર તો નહિ જ જેવી જણાય છે. આપણા સમાજને નિયમમાં રાખવા માટે બીજા ઘણા માર્ગો છે. આ રિવાજ સમાજને નિયમમાં રાખવાનું કામ કરતો નથી પણ સમાજને-હિમાલય પર્વતનાં ઉંચાંમાંઉંચાં શિખર ઉપરથી કદાચ કોઇ વસ્તુને નીચામાંનીચી ખીણમાં નાખી દેવામાં આવે અને જેવી ગતિ તે વસ્તુની થાય તેવી આપણા સમાજની થઈ

જાય છે, અને હજુ અમુક વખત થશે. આ દુષ્ટ રોગ પુરૂષો અને સ્ત્રી બેઉમાં લાગુ પડેલો છે પરંતું પુરૂષ કરતાં સ્ત્રીને તે મોટા પ્રમાણમાં લાગુ પડેલ છે. જે વખતે ખાસ અંગનું માણસ મરી જાય તે વખતે દુઃખ લાગે એ સ્વાભાવિક છે અને તે માટે તેનાં સંબંધી–સ્નેહી રૂદન કરતાં હોય તેને ખાસ નજીક વસતાં પાડોશીઓ અને સગાંઓ આશ્વાસન આપે અને પરગામ હોય તો આપવા જાય તે ઠીક છે. પણ આતો આશ્વાસન આપવાનું બાજુએ રહે અને બિચારાં તે દુઃખીઓને બાર દિવસ સુધી રાતને દહાડો રડાવી રડાવી અધમુવાં બનાવી મુકે છે. કોઇ માણસ મરી જાય કે તુરત ગામેગામ સ્નાન (હનાન) ફરે છે. આ સ્નાનના સમાચાર જાણી દરેક ગામેથી સગાંવહાલાં અને ન સગાં હોય તે પણ બોલાવવાથી બેસવા જાય છે. ગામને પાદરે ગામેગામનાં આવેલાં લોકો ભેગાં થાય છે પછી મરનારના ઘરની સમીપ જઇ અગર તો પાદરેથી મરનારનું ખાસ નામ લઇ મરનારની સગી હોય તે રડવા લાગે છે તેની સાથે પછી હાજર રહેલાં બધાં "**માંજણા તમારાં નામ લઇને નરાહી રે......**" એ વાકયથી મંગલાચરણ કરી મરનારનું નહિ રડતાં પોતાનાં આગળ પાછળ મરી ગયેલાં હોય તેના નામનું સંગીત શરૂ કરે છે. રડતાં રડતાં બધાં મરનારને બારણે પહોંચી ઘરમાં બેસે.

હવે જે વખતે ગામને પાદરે આવેલાં સગાંઓ મરનારના ઘર તરફ આવવાનું શરૂ કરે કે તુરત મરનારના ઘરનાંને રડવું શરૂ કરવું પડે છે. ઘરમાં બધાં એકઠાં થઈ રડારોડ કરી પછી કુટવાનું શરૂ કરે છે. કુટવાનું કામ ખુબ જોસભેર ચાલે છે. દૂર સુધી આ અવાજ કોઈ મકાનના પાયા પુરાતા હોય અને કોબાવતી ટીપવાનું કામ ચાલતું હોય ને અવાજ થાય તેવી રીતે સંભળાય છે. રડાકુટો થઇ રહ્યા પછી સર્વ સ્ત્રીઓ બેસે છે અને મરનારના સંબંધમાં વાતો કરે છે. આ વાતોમાં આશ્વાસન આપવાનું ન હોય પણ ઉલટું દુઃખીને વધારે દુઃખ થાય તેવી રીતે વાતો કરે છે. પછી બધાં તપખીર વગેરે લઈ ઉઠે છે. બારણે પાણી ભરી રાખ્યું હોય તે વતી પગ ધોઇ પાછાં રડતાં રડતાં ઘરમાં જઇ ઘીનો દીવો બળતો હોય તેમાં ઘસાઇ ગયેલા પાઇ, પૈસા, સવાયા ન ચાલે તેવું હોય તેને ત્યાં મૂકે છે. પછી ત્યાંથી નીકળી ગામમાં જાય છે અને સગેવહાલે જઇ બપોરીયું કરે છે એટલે ભોજન કરે છે. હવે આવ્યો પુરૂષોનો વારો. આ રિવાજને બેસવા જવાનો રિવાજ કહેવામાં આવે છે.

પુરૂષો પણ સ્ત્રીઓના ભેગા જાય છે. પ્રથમ સ્ત્રીઓનાં ટોળાં જાય અને પછી પુરૂષો જાય છે. પુરૂષોના સંબંધમાં

વિશેષ લખવાનું શું હોય? ચતુર પુરૂષોએ પોતાને માથેથી બોજો ઉતારી સર્વ ભાર—જવાબદારી સ્ત્રીઓનેજ સોંપેલી છે. ખાસ મરનારના સગા હોય તે ઓહોહો કરીને પોક મૂકે છે. પછી બધા મરનારને ત્યાં બેસે છે. પુરૂષોમાંથી આશ્વાસન આપવાનું કામ કેટલેક અંશે થાય છે. પુરૂષો પણ પછી હાથપગ ધોઇ પાઇ પૈસો, ભાતી વગેરે મૂકી બપોરીયું કરવા સગેવહાલે વિદાય થાય છે. મરનારના માણસનાં ઘરનાં મરનારના વિયોગથી અને પડેલી ખોટથી દુઃખી થઇ રડે છે, શોક કરે છે, તેને આશ્વાસન આપવા તેનાં ખાસ સગાંવહાલાં જાય અને તે કામ કરી આવે તો તે જરૂરનું છે. પણ ગામેગામથી દરેકે જવું એ ખોટું છે. વળી આશ્વાસન આપવા જનારે પોતે તો રડવું કે કુટવું નજ જોઇએ. આમ ા એક ફારસ સમાન થાય છે. બેસવા જનાર સર્વ રડતાં રડતાં જાય છે જેનાથી મરનારનાં ઘરનાંને પણ રડવું પડે છે. પુરૂષમાં તો ખાસ મરનારનું સગું હોય તેજ રડે છે પણ સ્ત્રીઓમાંથી તો ઘણે ભાગે બધાંજ રડાકુટો–રડવું—કુટવું એ કાર્ય કરે છે. રડાકુટો થઇ રહયા પછી મરનારનાં ઘરનાં રડતાં હોય તેને શીખામણ આપવા બેસે છે. બેન ન રડો, જે થવાનું તે થયું વગેરે વગેરે. મરનારનાં ઘરનાં તો મરનારના વિયોગને લીધે રડે છે પણ તમે બધાં શા માટે રડયાં કુટયાં?

પોતેજ રડવું કુટવું અને સામાને રડાવવું કુટાવવું ને પછી શીખામણ આપવી તે કોના ઘરની વાત? આ રિવાજથી નુકસાન:—

૧. મરનારનાં ખાસ સગાંવહાલાંઓએ જવું જોઇએ તેને બદલે ગામમાં ઘેરેઘેરથી જવાના રિવાજને લીધે વખતનો નકામો વ્યય થાય છે અને તેથી કામધંધા પડતા મૂકાય જેથી આર્થિક નુકસાન.

૨. બેસવા જનાર ગામેગામનાં જુદાંજુદાં હોય છે એટલે તેમને એકજ વખત બેસવા જાય તે દિવસે રડવું કુટવું પડે છે. પણ મરનારનાં ઘરનાંને તો દરેક આવનારની સાથે રડવું પડે છે અને તે લગભગ બાર દિવસ સુધી પહોંચે છે. અને આખો દિવસ માણસો વારાફરતી આવ્યા કરે જેથી દિવસભર રડવું પડે છે જેથી તેમની તબીયતને મોટું નુકસાન થાય છે. ખરી રીતે તો બેસવા જનારે રડવું કુટવુંજ ન જોઇએ.

૩. કુટવાથી સ્ત્રીઓની છાતી ઉપર માર પડે છે તેથી હ્રદયને નકામા ધબકારા પહોંચે છે, લોહીની ફરવાની ગતિને હરકત થાય છે તેથી શરીરમાં યંત્રો નિયમિત કામ કરતાં હોય તેને અડચણ પડે છે.

૪. ઉછળતી વયની બાળાઓ જેમને એ હિંસાની

પુરતી તાલીમ મળેલી ન હોય તેમને પહેલવહેલી ઘણી અડચણ શીખતાં પડે છે. આવે વખતે કેટલીક એ કાર્યોમાં પ્રવિણ થયેલી સ્ત્રીઓના ઠપકા ખાવા પડે છે. દાખલા તરીકે એક વખત જલાલપોર તાલુકાના એક ભાગમાં કેટલીક સ્ત્રીઓ બેસવા ગઇ ત્યારે એક નવયૌવાન અશીખાઉ સ્ત્રીએ બીજીને પૂછયું કે શી રીતે રડવું? ત્યારે પેલી એ કાર્યમાં પ્રવીણ સ્ત્રીએ કહયું કે **"માજણું તમારાં નામ લઇને નરાહોરે..."** એમ કહેવું. પેલી પૂછનાર બાઇના સમજવા માં બરાબર વાત ન આ ી. અને તેણે નીચે પ્રમાણે મંગળા-ચરણ કર્યું:—

**"માજણું તમારાં નામ લઇને નહારી (નવસારી) જાઉં રે..."**

આ વાકય સાંભળી સર્વ બાઇઓએ મળી પેલી બિચારી ભોળી બહેનની ફજેતી કરવામાં મણા રાખી નહિ.

૫ આ બાબત જેટલું લખીએ તેટલું ઓછું છે. બીજાં સર્વ નુકસાનો વાચકે વિચારી લેવાં.

## ૧૧ કન્યાવિક્રય એટલે કન્યાનું વેચાણ.

કન્યા વેચવાનો રિવાજ હિંદુની બ્રાહ્મણ, વાણિયા, વગેરે ઉંચી કોમોમાં વિશેષ છે. એ કોમો બીજી કોમો રતાં સમજમાં, કેળવણીમાં વગેરે કેટલીક બાબતમાં

આગળ વધેલી હોય છે તેમજ આર્થિક સ્થિતિમાં પણ ઠીક હોય છે જેથી કન્યા વેચાણના બજારભાવ ઘણાજ ઉંચા હોય છે. હવે આ ઉંચી કોમોના છાંટા કોળી કોમ કે જેમાં એ બાબતનું નામ માત્ર પણ ન હતું તેમાં કીડીને વેગે ધીમે ધીમે દાખલ થતું જાય છે માટે કોળીની સામાજિક અવનતિમાં એ વિષયને પણ સ્થાન આપ્યું છે. હજુ ઉપર બતાવેલી ઉચ્ચ કોમોમાં જેટલા પ્રમાણમાં એ રિવાજ છે તેટલા પ્રમાણમાં કોળી કોમમાં તે નથી. કન્યા વેચવાથી મા, બાપ મોટાં પાપી બને છે. આપણા પૂર્વજોએ પ્રસંગે પ્રસંગે જણાવેલું છે કે કન્યાને બને તેટલા પૈસા, ઢોર, અને બીજી વસ્તુઓ આપી સાસરે વળાવવી. આ રિવાજનેજ માન આપી લગ્ન વખતે ઘમીણા તરીકે ગાય કે ભેંસ, વળી થાળી, વાડકો, લોટો, માચી, ત્રાંબાનું બેડુ, વગેરે કન્યાદાનમાં આપવાનો રિવાજ હજુ પણ ચાલુ છે. જેઓ છોકરીના પૈસા લઈ છોકરીને આપે છે તેઓ છોકરીને મહા દુઃખમાં નાખે છે. પૈસા આપી પરણી જનારે પોતાની ભવિષ્યની જીંદગી માટે તથા વર્તમાન કાળના પોતાના કુટુંબના નિભાવને માટે જે કંઇ સંગ્રહ કરેલું હોય તે આવી રીતે આપી દે છે જેથી પછી પોતાને તથા પોતાની પત્નીને તથા કુટુંબને સદાને માટે પૈસા વિના દુઃખ વેઠવું પડે છે. આટલા માટે કન્યાને પૈસા લઈ

આપવી નહિ એ બહુ સારૂં છે. કોળી ભાઇઓ આ રિવાજ કદાચ કોઇ જગ્યાએ દાખલ થયો હોય અગર દાખલ થવાની તૈયારી હોય ત્યાં ત્યાંથી જરૂર અટકાવ કરી તેને નાબુદ કરશેજ. ગરીબ કુટુંબોને કન્યા પરણાવવાના પૈસા ન મળતા હોય ત્યારે લગ્ન પ્રસંગે થતા ખર્ચના પૈસા જમાઇ પાસેથી લે છે અને તે પૈસા વડે લગ્ન ખર્ચ કરી છોકરીને પરણાવે છે. આ બનાવ ઘણીવાર બને છે. આ બનાવ એ કન્યા વેચવાના રિવાજને નોતરૂં દઇ બોલાવવા બરાબર છે. ગરીબ લોકો પૈસા સામા લે છે તેમાંથી ખર્ચ ઉપરાંત પાંચ વધારે પછી દશ વધારે પછી તેથી પણ વધારે એમ કરતાં કરતાં વધારે લેવાની ટેવ પડતી જશે અને પછી એ છાંટા ગરીબોમાંથી ઉડી સારી સ્થિતિવાળાને પણ લાગશે અને છેવટે રૂા. લેવાજ એવો નિયમ ગરીબ તવંગર સર્વમાં દૃઢ થઈ પણ જાય. આ રિવાજથી નુકસાન:—

૧. કન્યાના રૂા. લેવાનો રિવાજ દાખલ થયેથી કન્યા હમેશને માટે દુઃખમાં દિવસ ગુજારે એવી સ્થિતિમાં આવી પડે છે.

૨. પૈસા લેવાની લાલચમાં જ્યાંથી વધારે પૈસા મળે ત્યાં આપવામાં આવે જેથી સામાં માણુસો કેવાં છે ? તેમની સ્થિતિ કેવી છે તે તપાસવામાં ન આવે જેથી છોકરીને જીંદગી પર્યંતના દુઃખમાં પડવું પડે છે.

૩. પૈસાની લાલચે યુવાન વય કે ઘરડો પુરૂષ છે તે જોવામાં ન આવે જેથી કેટલીક વખતે યુવાન છોકરીઓને ઘરડાની સાથે પણ આપવાના પ્રસંગ આવે જેથી છોકરીની જીંદગી છુટી પડે. ઉચ્ચ કોમો કે જેમાં આ રિવાજ ચાલુ છે ત્યાં આ દાખલા ઘણા બનેલા આપણે જોઇએ છીએ.

આ રિવાજની જરૂર નથી અને એ રિવાજથી શું નુકસાન છે તે ટુંકમાં અહીં આપણે જોયું છે.



# પ્રકરણ ૨ જું.

---

## ધાર્મિક અવનતિ.

---



જગત્માં મનુષ્યરૂપે અવતરનાર રંકથી માંડી રાજા સુધીનાં સર્વ મનુષ્યને ધાર્મિક શિક્ષણની જરૂર છે. કહેવામાં આવે છે કે પૂર્વ જન્મનાં અનેક પુણ્યે મનુષ્ય અવતાર મળે છે. આ મળેલ મનુષ્ય અવતારનો મુખ્ય ઉદ્દેશ ઇશ્વર ભક્તિ કરી ઈશ્વરને પામવાનો છે. અહીં ઇશ્વર ભકિત કરવી એટલે સંસાર છોડી સાધુ બની જવું એમ કહેવું નથી પણ જગત્માંના વ્યવહારો ચલાવતા રહી જ્ઞાનબળે કરી ઈશ્વરને ઓળખવાના માર્ગમાં આગળ વધવું એ છે. સંસારમાં કેટલીક વ્યકિતઓ જેની અહંભાવના છુટી ગયેલી હોય અને આત્મજ્ઞાનમાં લીન થયેલ હોય તેઓ સંસારવ્યવહાર છોડી, ત્યાગી થઇ, ઈચ્છા આવે ત્યાં ત્યાં ફરે છે, આ વ્યકિતમાં સન્યાસીઓ અને ખરા સાધુસંતોનો સમાવેશ થાય છે. હવે જેઓ સંસાર વ્યવહાર ચલાવવાની ગડમથલમાં પડેલા છે અને તે સાથે સાથેજ તેમને આત્મ-

જ્ઞાનની પ્રાપ્તિ કરવાની છે તે વર્ગ માટે સાચી વિદ્યા મળે એવી ગોઠવણોની જરૂર છે. આ ગોઠવણો શહેરો અને કસ્બાઓમાં ઘણે ભાગે હોય છે. શહેર અને કસ્બામાં વસનાર મનુષ્યોને કેળવણી માટેનાં સાધનોની પુરતી અનુકૂળતા હોવાથી તે ભણીગણી પુસ્તકોદ્વારા ઘણું પ્રાપ્ત કરે છે. વળી વિદ્વાન મનુષ્યોના સમાગમની પણ તેમને હરહંમેશ તક મળતીજ રહે છે જેથી એ લોકોને સાચી વિદ્યા (ઇશ્વર પ્રાપ્તી જેથી થાય તે) મળવાનો સારો અવકાશ છે.

હવે જે વર્ગ ગામડામાં રહે છે તે તરફ દૃષ્ટિ કરીએ. ગામડામાં વસનાર સર્વ મનુષ્યોને પ્રથમ તો વિદ્યા પ્રાપ્તિ માટેનાં સાધનોની પૂરતી અનુકુળતા નથી. કદાચ કોઇ કોઈ ગામે ગુજરાતી નિશાળ હોય છે તો તેમાં સાચા જ્ઞાનની પ્રાપ્તિ થાય એવું શિક્ષણ મળે એવી ગોઠવણજ ન હોય. હાલમાં જે થોડી ઘણી કેળવણી ગામડામાં મળે છે તેને વખોડવાનો હમારો ઉદ્દેશ નથી. હમો એ જે કંઇ મળે છે તેને વધાવી લઇએ છીએ. હવે સાચી વિદ્યા—જેનાથી ઇશ્વર પ્રાપ્તી, નીતિ, વગેરે મળે એની મનુષ્ય માત્રને જરૂર તો છેજ એ આપણે જોયું. ભારતવર્ષ પૂર્વે જાહોજલાલીમાં હતો તે સાચી વિદ્યાને પ્રતાપેજ. આજે પણ હિંદુસ્થાનનું સ્થાન વિદ્યાના સંબંધમાં જગતમાં પ્રથમ

નંબરે છે તે ઇશ્વર પ્રાપ્તીની વિદ્યા માટેજ. કહેવામાં આવે છે કે ભોજરાજાના વખતમાં લાકડાં વેચી ગુજરાન ચલાવનાર એક ગરીબમાં ગરીબ અને પાછળમાં પાછળ પડેલ મનુષ્ય પણ સંસ્કૃત ભાષા સારી રીતે જાણતો હતો. આજે જોઈશું લો સંસ્કૃતનો એક વિદ્વાન મનુષ્ય ભોજરાજાના સમયના એક મજુર જેવાની બરાબરી ભાગ્યે કરી શકે. કેટલો બધો તફાવત. આજે છાપખાનાં બહુ છે. દરરોજ હજારો વર્તમાન પત્રો અને પુસ્તકો છપાઈ પ્રગટ થાય છે પણ પૂર્વના સમયની બરાબરી થતી નથી તેનું કારણ એ છે કે, પ્રથમ તો જેનાથી ખરી ઉન્નતિ (સર્વપ્રકારની) છે એવાં પુસ્તકો જોઇએ તેટલાં નીકળતાં નથી મોટે ભાગે વાર્તા અને નવલકથાનાં પુસ્તકો થોકડાબંધ બહાર પડે છે અને તેથી પ્રજાનું જીવન ઘડાવાને બદલે ભસ્મીભુત થાય છે. વાર્તા અને નવલકથાએ ગુજરાતમાં પુર્વજોએ ધર્મ, નીતિ, અને સાચી વિદ્યાના બાંધેલા અજીત કિલ્લાને હચમચાવી નાંખ્યા છે.

હવે પૂર્વસમય તરફ પાછી દૃષ્ટિ કરીએ. પૂર્વે જાહોજલાલીના વખતમાં છાપખાનાં ન હતાં, હાલના જેટલાં પુસ્તકો ન હતાં. પરંતુ જે કંઇ લખાતું તે સંગીન લખાતું અને પ્રજાને તે લખાણ પ્રજા જીવન ઘડવામાં ઉપયોગી થતું. હવે પ્રચાર કેવી રીતે થતો તે જોઇએ. બ્રાહ્મણો ભણવા ભણાવવાનું કામ કરતા, ક્ષત્રિયો દેશ રક્ષણનું, વૈશ્યો વેપાર

અને શૂદ્રો સેવાનું કામ કરતા બ્રાહ્મણો ગામેગામ અને ઘેરઘેર ફરી લોકોને સાચી વિદ્યા ભણાવતા—સમજાવતા. આ લાભ બ્રાહ્મણ સિવાયની બીજી ત્રણે વર્ણને મળતો. વળી એક વિશેષ આવકારદાયક તો એ હતું કે, ગૃહસ્થાશ્રમ છોડી વાનપ્રસ્થાશ્રમમાં અને છેવટે સંન્યાસાશ્રમમાં પ્રવેશતા સર્વ મનુષ્યો ઠેકઠેકાણે ફરી નિઃસ્વાર્થ વૃત્તિથી ઉપદેશ કરતા. આથી પ્રજાને અને તેમને બેઉને લાભ થતો. આવાં આવાં કારણોને લઇ પૂર્વે વિદ્યા પ્રાપ્તિ (સાચી વિદ્યા) ની સારી સગવડ હતી.

## કોળી કોમ અને ધાર્મિક ભાવના.

અત્યાર સુધી તો આપણે સામાન્ય દૃષ્ટિથી ધાર્મિક બાબતની વાત કરી. હવે આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવીએ. ઉપર આપણે જોયું કે પૂર્વે સર્વ મનુષ્યને મજુરી કરી ગુજરાન ચલાવનારને પણ ધાર્મિક શિક્ષણ નિઃસ્વાર્થ વૃત્તિથી બ્રાહ્મણો, વાનપ્રસ્થીઓ અને સંન્યાસી તથા સાધુસંતો આપતા હતા જેથી આપણી કોળી કોમને (તે વખતે કદાચ કોળીના રૂપમાં નહિ પણ કોઇ સારાજ રૂપમાં હશે.) પણ તે લાભ મળતો હશે. આજે આપણે ધર્મ, નીતિ, આત્મજ્ઞાન, વગેરે શું છે તેનું નામ માત્ર પણ જાણતા નથી ત્યારે એ વાનાં આપણામાં હોયજ નહિ તો તે સત્યજ છે. દુનિયામાં આપણને અને સર્વને બધા કરતાં

ધાર્મિક ભાવનાની પ્રથમ જરૂરીઆત છે. આ જરૂરીઆત પુરતા પ્રમાણુમાં પુરી પડે તો અધમ દશા કોઈપણ પ્રકારની હોયજ નહિ. આજની આપણી જેટલા જેટલા પ્રકારની અધમ દશા છે તે સર્વનું મોટામાં મોટું અને મુખ્યમાં મુખ્ય કારણુ આ ધર્મ ભાવના નથી તેજ છે. જેમ મૂળમાં પાણી રેડવાથી આખા ઝાડને આપોઆપ પાણી મળે છે વળી મૂળ મજબુત હોય તો ઝાડ કદિ પડતુંજ નથી તેમ ધાર્મિક ભાવના જો આપણામાં પુરતા પ્રમાણુમાં હોય તો બીજી સર્વ બાબતો પોતાની મેળેજ સાનુકુળ થાય. ધાર્મિક બાબત એનો અર્થ અહીં વિશાળ કરવાનો છે. ફક્ત ઇશ્વર પ્રાપ્તિ એટલોજ નથી. ધાર્મિક બાબતમાં માતાપિતા અને સંતાનની, સગાંવહાલાં અને દેશમાં વસતાં સર્વ મનુષ્યો સાથની, એક બીજા પ્રત્યે શીશી ફરજો છે તે બરાબર જાણવી અને તેનો બરાબર અમલ કરવો તેનો પણ માંહે સમાવેશ થાય છે. જો આપણામાં ધાર્મિક ભાવના હોય તો, મદ્યમાંસ, અને બીજા નુકસાનકારક પદાર્થોનું સેવન કદિ પણ કરીએજ નહિ. માતાપિતા અને પુત્રો વચ્ચે મારામારી થાય છે તે કદિ ન થાય. સગાંવહાલાં અને દેશનાં બીજાં મનુષ્યો સાથે કુસંપથી વર્તીએ છીએ તે કુસંપનું નામ નિશાન પણ ન હોય. આળસુ અને દેશને બોજારૂપ એવાં મનુષ્યોમાં અંધ શ્રદ્ધાથી જે આપણા લાખો રૂા. દાન તરીકે જાય છે તે ન

જવા પામે. ઇશ્વર, આત્મા, નીતિ, વગેરેનું આપણને ભાન નથી તે ભાનવાળા થઇ શકીએ. ટુંકમાં મનુષ્ય જન્મની સાર્થકતા જેના ઉપર રહેલી છે તે મેળવી શકીએ.

## ધાર્મિક બાબત મેળવવાનાં આપણાં સાધનો.

આપણે કોળીઓ ખેતી, મજુરી, કારીગિરી, વગેરે ધંધાર્થી મનુષ્યો છીએ. આપણો ધંધો એવા પ્રકારનો છે કે, જે મોટે ભાગે ગામડામાં કરવો પડે છે. ગામડામાં વિદ્યા મેળવવાની તથા સારા વિદ્વાન્ મનુષ્યોનો સમાગમ કરવાની પુરતી તક નથી. વળી આપણો ધંધો એવા પ્રકારનો છે કે તેમાં રાતદિવસ મચ્યા રહેવું પડે છે. આ બધાં કારણોને લઇ આપણને ધાર્મિક શિક્ષણ મળે તેટલા માટે ગામડામાં ઠેકઠેકાણે મંદિરો બાંધવામાં આવેલાં છે ને તેમાં સાધુસંતોને વસાવેલા છે, વળી એ ઉપરાંત બ્રાહ્મણો કે જેમને અનેક પ્રકારના કરો બાંધી આપી આપણે હંમેશના આપણા ગુરૂઓ છે એમ માનેલા છે. આ આપણાં ધાર્મિક ભાવના મેળવવાનાં સાધનો છે. જે વખતે આ સાધનોની યોજના ઘડવામાં આવી હશે અને તેને અમલમાં મૂકવામાં આવી હશે તે વખતે એ બહુ ફાયદાકારક થઇ પડેલ હશે. યોજના એકંદર ઘણીજ ઉત્તમ છે. આ યોજના ચાલુ થવા પછી અમૂક વખત સુધી મંદિર નિવાસી સાધુ સંતો ગામડે અને ઘેરઘેર ફરી લોકોને ધાર્મિક

ભાવમાંનો ઉપદેશ આપતા, અને લોકોનાં જીવન ઉચ્ચાં બનાવતા. બ્રાહ્મણો પણ પોતપોતાના ગામમાં નિશાળો કાઢી વિદ્યા ભણાવતા, કથાઓ કરી તે મારફત સર્વ બાબતનું જરૂરી જ્ઞાન આપતા હતા. લોકો આ બદલામાં તેમને દાન તરીકે પૈસો ટકો અને અનાજ વગેરે આપતા. જ્યાં સુધી આ બધું ઠીકઠાક ચાલ્યું ત્યાં સુધી તો રૂડાં વાનાં હતાં પણ પાછળથી સમય એવો આવ્યો કે સર્વનાં મૂળ ઉંચે અને ડાળ પાંખડાં જમીનમાં એવી સ્થિતિ થઇ. ચક્ર ઉંધું ફરવા માંડયું તે આજ દિન લગી ઉંધુજ ફર્યા કરે છે. આ ઉંધાં ફરતાં ચક્રને અટકાવી સુલટ ફેરવવાની હિંમત આજ સુધી કોઇએ કરી નથી. માત્ર એટલું થોડાંક મનુષ્યો સમજ્યાં છે કે ચક્ર ઉંધુ ફરે છે. ચક્રનો વેગ એટલો બધો પ્રબળ છે કે કોઇની તેને પકડી સુલટું કરવાની હિંમત ચાલતી નથી. ચક્ર ઉંધું ફરે છે એટલું થોડા મનુષ્યો પણ સમજ્યા છે એજ આપણાં અહોભાગ્યની નિશાની છે. કોઇ દિવસ એવો પણ આવશે કે એ ઉંધાં ફરતાં ચક્રને પકડી સુલટું કરશે.

હવે આપણે આપણા ઉપદેશકો તરફ જોઇએ. લેવું અને દેવું એ આ જગતના વ્યવહારોમાંનો એક વ્યવહાર છે. આપણને કોઈ કંઇ વસ્તુ આપે ત્યારે આપણે તેનો કેટલો બધો ઉપકાર માનીએ છીએ અને તે ઉપકારનો બદલો વાળવાને માટે આપણે હોંસભેર તલસી રહીએ છીએ.

અજ્ઞાનમાં અજ્ઞાન અને ગરીબમાં ગરીબ મનુષ્ય પણ જો તેને કોઈ કંઇ આપે તો તેનો ઉપકાર માને છે અને તેનો બદલો વાળવાને તત્પર રહે છે, ગરીબ મજુરને કંઈ આપ્યું હોય તો તે તેનો બદલો પૈસાથી ન વાળી શકે પણ કોઈ દિવસ કામ પડયું હોય તો તે બીજું સર્વ પડતું મૂકી ઉપકાર કરનારને સો ઘણી મદદ કરે છે. સરકારને આપણે મહેસુલ આપીએ છીએ અને સરકાર તે બદલમાં આપણને વિદ્યા માટે નિશાળો, જાન માલના રક્ષણ માટે પોલિસો, રોગની નિવૃત્તિ માટે દવાખાનાંઓ, વેપારની સગવડ માટે સડકો, કુવા, તળાવ, વગેરે કરાવી આપે છે. દુકાનદારને પૈસા આપીએ છીએ તો તે આપણને કાપડ, અનાજ, ઘી, વગેરે આપે છે. સોનીને પૈસા આપી ઘરેણાં ઘડાવીએ છીએ, વગેરે વગેરે અનેક વ્યવહારોમાં આપીને કંઇને કંઇ લઇએ છીએ અને સર્વ કંઇને કંઇ આપે છે. જગતનો વ્યવહાર આપવા અને સામા લેવાથીજ ચાલે છે. જો આપવામાં આવે અને લેવામાં ન આવે તો આખું જગતનું ફરતું ચક્ર અટકી પડે છે કોની પેઠે? આપણી પોતાની પેઠે! કેવી રીતે? આપણે હાલમાં બ્રાહ્મણો અને સાધુને પૈસા અને અનાજ આપીએ છીએ અને તેના બદલામાં લેતા કંઈ નથી જેથી આપણને ધાર્મિક અને નૈતિક શિક્ષણ મળતું સમુળગું બંધ પડયું છે અને આપણે ધોયલા મુળા જેવા થઈ ગયા છે તેવી રીતે.

પ્રિય સજ્જન જ્ઞાતિ બંધુઓ ! હવે અહીં જરા કલમ અખત્યાર ચાલશે તો તેની માફી આપશો. માફી આપવાનું કારણ એ છે કે જગતમાં આપવું અને લેવું એ વ્યવહાર પરાપૂર્વને અને ખાસ જરૂરી છે. વળી તમે પોતે એક માણસને રૂા. ધીર્યા અને તે તમને વ્યાજ તથા મુદ્દલ એમાંનુ કંઈ પણ ન આપે તો તમે ફરી તેને રૂા. આપો ખરા ? નહિજ આપો. અહીં વાંક કોનો છે ? તમારો કે રૂા. લેનારનો ? તમે ઝટ કહેશો કે રૂા. લેનારને. લેનારે નાગાઇ કરી અને મને કંઈ ન આપ્યું માટે ફરી નજ તેને કંઇ આપું એવો તમે નિશ્ચય કરશો અને તે પ્રમાણે ચાલશો હવે આપણે એક ઠેકાણે આપ આપ કરીએ છીએ અને તેના બદલામાં આપણને કંઇ આપતા નથી તેની હું થોડી ઝાટકણી કહાડવાનો છું માટે મને માફી આપશો, ઉપરના દ્રષ્ટાંતમાં તમે પોતે પણ કબુલ કરેલું છે કે, કંઇ પણ આપ્યા પછી જો તે સામું ન આપે તો તેને ફરી ન આપવું. વળી તમે પોતે ઉપરના દાખલામાં વ્યાજે આપેલી રકમ લેનાર વ્યાજ કે મુદ્દલ ન આપે તો ફરી આપવાના બંધ કરવા કબુલ થયા છો, કબુલ થઈનેજ તમે બેસી રહેતા નથી પણ સામા માણસને પૈસા ખાઇ ગયો અને નાગાઇ કરી તે બદલ બને તેટલી તેની આબરૂ લેવાની અને ઝાટકણી કહાડવાની અને બને તો કેદમાં નંખાવવાની ગોઠવણ

કરોજ છો, એટલે તાત્પર્ય એ નીકળ્યું કે આપનાર આપે પણ લેનાર જો પાછું કંઈ ન આપે તો તે નાગાઈ કરી કહેવાય. નાગાને માટે જેટલું કરીએ તેટલું ઓછું છે. ત્યારે હવે લઈને આપનાર નહિ એવાં મનુષ્યોને માટે થોડું હું લખીશ તો તેને માટે દોષિત નથી. અહીં માફી માગવાનો પ્રશ્ન ઉડી ગયો છે. દલીલથી સિદ્ધજ થઇ ચૂકયું છે કે, લઇને ન આપનાર ગુનેહગાર છે. ગુનેગારને માટે તેનો ફજેતી કરવી કે બીજી શિક્ષા કરવી તે જરૂરનીજ છે.

ભાઇઓ ! આપણે બ્રાહ્મણોને અને મંદિર નિવાસી સાધુ સંતોને તથા શરીરે સાજાતાજા ફરતા ભિખારીઓને જે પૈસા, અને અનાજ આપીએ છીએ તેના બદલામાં તેઓ આપણુને શું આપે છે ? મને તો લાગે છે કે કંઇજ નહીં. ભિખારીઓ તરફથી તો કંઈજ મળતું નથી. હવે સાધુ સંતો તરફથી આપણુને ધાર્મિક જ્ઞાન મળવું જોઇએ તે શું તેઓ આપે છે ? તમારે ઘેર કે ગામે આવી તેઓ લોકોને ભેગા કરી કંઈ પણ સમજાવે છે ? નહિજ. તમે તેને શું ખવાડો છો ? માલપુડા અને દૂધપાક. તમારાં મંદિરોમાં લોકોને ભેગા કરી કંઇ ઉપદેશ આપે છે ? નહિ. ત્યારે મંદિરોમાં તે શું કરે છે ? મિષ્ટાન્ન ઉડાવી ગાંજો વગેરે ફુંકી લહેર કરે છે. અને કવચિત તો કામ કરવા આવનાર મજુરણની ઈજ્જત પણ લઇ નાંખે છે. આ મંદિર નિવાસી

સાધુ સંતોની વાત થઈ. હવે બ્રાહ્મણો તરફ જોઈએ. સાધુ સંતો ને મંદિરો તો ઘણાંજ થોડાં છે પણ બ્રાહ્મણો તો દરેક ગામે છે અને દરેક ગામે વસવાટ કરીને ન રહેતા હશે તો દરેક ગામના તો બ્રાહ્મણ ખરાજ. જ્યાં જ્યાં કોળી વસે છે ત્યાં ત્યાં બ્રાહ્મણોનાં પગલાં દરેક ઘેરે જવાનાં બાકી રહેતાં નથી. લગ્ન ક્રિયા અને મરણનાં શ્રાધો નિમિત્તે તે જે જે ઘેરે એ વિધિ હોય તે તે ઘેરે તો જાય છેજ. તે ઉપરાંત ભીખ માગવાને કારણે પણ તે ઘેરેઘેર ફરે છે એટલે બ્રાહ્મણનાં પગલાં વિનાનું એકે કોળીનું ઘેર બાકી રહેતું નથી. હવે બ્રાહ્મણોને આપણે શ્રાદ્ધ વખતે તથા લગ્ન ક્રિયા વખતે અમૂક અમૂક રકમ આપીએ છીએ. એ ઉપરાંત કથા કરાવો, હવન હોમ કરાવી, છોકરાંનાં નામ પડાવી, વગેરે બાબતમાં પૈસા આપીએ છીએ. વળી ભીખ માગી લઈ જાય તે તો જુદું. બ્રાહ્મણોને આપણે આપીએ છીએ તેના બદલામાં કંઇક મળે છે. પણ જે મળે છે તે પ્રમાણમાં ઘણુંજ થોડું છે બ્રાહ્મણો—આપણા ગોરો આપણે જે આપીએ છીએ તેના ઉપરજ પોતાનો સર્વ વ્યવહાર ચલાવે છે ત્યારે તેઓ જેટલું લે છે તેટલું બદલામાં આપે છે? હું તો કહીશ કે તેટલું મળતું નથી શું બ્રાહ્મણોની ફરજ ધાર્મિક જ્ઞાન અને નીતિનું શિક્ષણ આપવાની નથી? ફક્ત સારવા ટાળવા ને લગ્ન કરાવવાનીજ છે? બ્રાહ્મણોની ફરજ ઘણીજ

મોટી છે. બ્રાહ્મણોને ધાર્મિક, નૈતિક, ચોકખાઈ, આરોગ્યતા વગેરે ઉપયોગી સર્વ પ્રકારનું જ્ઞાન આપણને પુરૂં પાડવા માટે રાખેલા છે.

**અલમસ્ત ભિખારીઓ સંબંધી:**—હે અવનતિની ઉંડી ખીણમાં ગરક થયેલી કોળી કોમ ! જરા હવે તો સમજ. શરીરે સાજા તાજા અને લઠ્ઠરામ સરખા ફરતા મનુષ્યોને ધર્મ થશે એમ સમજી ભીખ આપે છે તે બંધ કર. બદલો ન મળતો હોય તો કદિ આપજ નહિ. ફક્ત આંધળાં પાંગળાં અને નિરાશ્રિત હોય તેનેજ તપાસ કરી આપજે.

**સાધુ સંતો સંબંધી:**—શ્રદ્ધાળુ અને જ્ઞાન પ્રાપ્તિ માટે વલખાં મારતી ભોળી કોળી કોમ ! તને જ્ઞાનની ઘણીજ ભૂખ લાગેલી છે માટે તરફડયાં મારે છે અને જે દેખે તેને ગ્રહણ કરી લેવાની કોશિષ કરે છે. અત્યંત ભૂખથી પીડિત મનુષ્ય ગમેતેવું વાસી કે બગડેલું અન્ન હોય તે પણ ખાઇ જાય છે અને ખાતી વખતે કંઇ ભાન ભૂખ આગળ રહેતું નથી. છેવટે પરિણામ બુરૂં આવે છે. તેમ તને પણ ભૂખ આગળ ભાન નથી. તું કપડાં રંગેલાં અને લંગોટ મારેલા જેટલા મનુષ્યો દેખે તે બધાને સાચાજ સમજે છે. સાચું માની અપાય તેટલું આપે છે. હું પણ કબૂલ કરૂં છું કે આપવું જરૂર અને લેવું પણ જરૂર. પણ જેટલાએ કપડાં રંગ્યાં અને

લંગોટ માર્યા તેટલા બધાજ સાધુ છે એમ માનતો નથી. જે જે સાધુ અને સંન્યાસીઓ વેષ ધારણ કરી ખાઇ પી, તગડધિન્ના કરે છે અને લોકોને ઉપદેશ પણ લેશ માત્ર આપતા નથી તે સાધુઓ અને સંન્યાસીઓ નથી પણ આળસુ, એદી, અને દેશને બોજારૂપ પાપી મનુષ્યો છે. આવા પાપીને તું તારા ભૂખ તરસ, ટાઢતડકો વેઠી મેળવેલા ખરા હક્કના પૈસા આપીશ નહિ. બીલકુલ આપીશ નહિ. અત્યારે આપે જાય છે તે બંધ કર. જો બંધ ન કરશે તો તે પાપીઓ તને પણ જરૂર સાથે પાપના પોટલાના ભાગીદાર તરીકે ઘસડશે. તું આપ! તું આપ! તું આપ! પણ જેઓ લઇને આપતા હોય તેને! સાધુ સંતો જો તમારે ગામે તમારે ઘેરે અથવા મંદિરોમાં બોલાવી તમને ઉપદેશ કરતા હોય તોજ આપજે. જે એમ કરતા હોય તેનેજ આપજે. જેઓ મંદિરમાં પડયા પડયા મિષ્ટાન્ન ઉડાવી ગાંજાની ધૂનગાં મશગુલ રહી મોજ કરતા હોય તેને આપવું બંધ કરી તેને ઠેકાણે આપે એવા સારા વિદ્વાન, અને દેશ હિતૈષી પુરૂષને—સાધુને લાવી વસાવજે. આમ કરશે તોજ તારી ભૂખ ભાંગશે. તારો ખર્ચેલો પૈસો સાર્થક થશે. તું જ્ઞાની બનશે, તું ઇશ્વરને પામશે અને જગતમાં અમર રહેશે. જો તને એવા સાચા સાધુ સંતો ન મળે તો તારી જ્ઞાતિની બોર્ડિંગ (વિદ્યાર્થી આશ્રમ) કોળીસુબોધ

માસિક, કોળીયુવકમંડળ પુસ્તકાલય વગેરે જે છે તેને આપજે, એ તને સામો બદલો એકથી સો ઘણો અને તેથી પણ વધારે પ્રમાણમાં આપશે. જો તું બીજે નકામું આપે છે તે છોડી તારી આ સંસ્થાઓને આપે તો તારી સર્વ જરૂરીઆત એ પુરી પાડશે. તારી દાઝ તારાનેજ છે બીજાને તે નથી, અને હશે તો તેથી તારૂ ભલુ થવાનું નથી.

તારા સાધુ અને સંતો તે તારા પોતાનાજ વિદ્યાર્થી છે. એજ તને તારશે. જેને તું હમણા સાધુ સંતો માને છે તે તારા નથી પણ તે તો વૈભવ, મિષ્ટાન્ન, અને ગાંજાના છે.

**બ્રાહ્મણો સંબંધી:**—ધર્મ માર્ગ અને વ્યવહારિક માર્ગને મેળવી તે માર્ગે ચાલવા આતુર એવી કોળી કોમ! તેં માર્ગદર્શક તરીકે બ્રાહ્મણોને રાખેલા છે, ગુરૂ માનેલા છે તું તેને આપે છે તે પ્રમાણમાં લેવાની આશા રાખ, આશા રાખી બેસી રહેતી નહિ પણ તુરત બદલો લેજે. તારા ગોરોને કહેજે કે તમારે જે જે જોઇએ તે લો પણ હમોને હરહંમેશ શિક્ષણ આપો. હમારાજ ગામમાં ઘર બાંધી રહો અને હમારૂં ભલું કરો! હાલમાં તારા ગોરો છે તે તને ધર્મભાવના અને વ્યવહારિક માર્ગ વગેરે કંઇ પણ સમજાવતા નથી. માત્ર શ્રાદ્ધ અને લગ્ન ક્રિયા જેમ

તેમ કરાવી પૈસા લઈ ઘેરે પહોંચે છે તું તેને શ્રદ્ધાથી આપે જાય છે. તારા ગોરો કહે છે કે, હમોને બરાબર મળતું નથી હમારા વડેવારો ચાલતા નથી માટે હમે વધારે શું કામ કરી શકીએ. તારા ગોરોનું આ કથન તદ્દન ખોટું છે. તારા ગોરો, વૈભવ, મોજમઝા, અને ઉડાઉ ખરચોમાં ગરક થએલા છે એટલે તેને યોગ્યતા પ્રમાણે આપેલું બસ થતું નથી. તારા પૂર્વના ગોરો, સાદાઇથી રહેનારા, કરકસરીઆ અને સંતોષી હતા. આજ તો તારા ગોરજ વિદ્યા રહિત, અને ખર્ચના એકકા થએલા છે તે તને શી રીતે તારી શકે? બંધાએલો બીજાને શી રીતે છોડવી શકે? જો તારા હાલના ગોર તને બરાબર બદલો ન આપતા હોય તો તેની જગ્યાએ બીજા લાવીને વસાવ. પણ હવે વખત વધુ ન ગુમાવ. બહુ આપ્યું, બહુ ઉદારતા વાપરી, પણ છેવટે તો તું જેવીનેતેવીજ રહી. હવે તો આપીને બદલો લેવાની આશાવાળી થા. કેવળ અંધ શ્રદ્ધાવાળી ઉદારતા છોડી દે! છોડી દે! છોડી દે! એથીજ તારી મુક્તિ થશે.

**કોને કોને આપીશઃ**—બદલો આપે એવા સાધુ સંતો અને બ્રાહ્મણો, તથા અપંગને, એ સિવાય લઠ્ઠરામ ફરતા ભિખારીઓને કંઇ પણ ન આપીશ. એ તને કંઈ આપવાના નથી. વળી તારી ઉન્નતિ માટે તારા પુત્રોએ

ઉભાં કરેલાં ફંડને આંખ મીચીને, ઘણું ઘણું આપજે. સાચા સાધુ ને સાચા બ્રાહ્મણ એકદમ તને મળવાના નથી, તારા સાચા સાધુબ્રાહ્મણ તારાં બાળોજ છે. એનેજ તું કેળવીશ તો એ તારી જે સેવા કરશે તે બીજા કરવાના નથી.

## ધાર્મિક અવનતિથી થયેલું આપણને નુકશાન.

૧. સાચા જ્ઞાન વિના મનુષ્ય રૂપે અવતરી પશુવત્ જન્મ ગાળી પાપનાં પોટલાં બાંધી આપણે આ દુનિયા છોડી જઇએ છીએ.

૨. આપણાં કુટુંબમાં અને સગાંવહાલામાં વિરોધ કરી લડી મરીએ છીએ.

૩. પાત્ર અપાત્ર ન ઓળખતાં ફાવે તેને મહેનત મજુરી કરી મેળવેલ પૈસામાંથી આપી દઇ આપણે દરિદ્રી બનીએ છીએ.

૪. આપણું હિત થાય એવા માર્ગો ખોળી કાઢવા નિષ્ફળ નીવડીએ છીએ.

૫. આ સિવાય બીજું અનેક પ્રકારનું નુકશાન છે જે વિગતવાર લખતાં મોટું પુસ્તક થઇ જાય માટે વાંચકે વિચારી લેવું.

# પ્રકરણ ૩ જું.

## નૈતિક અવનતિ.



ધર્મ અને નીતિ એ બેને પરસ્પર સંબંધ છે. બેઉ એક બીજામાં સમાઇ જાય છે. પાછળ ધાર્મિક બાબતમાં આપણે નીતિને સાથે સાથે ઠેકાણે ઠેકાણે લીધી છે પરંતુ ત્યાં આપણે નીતિ એ શબ્દ વાપરીનેજ ચલાવી લીધું છે જેથી અહીં નીતિના વિષયને જુદો પાડયો છે.

નીતિ એટલે યોગ્ય હદે ચાલવું તે. હદ મૂકી બહાર ચાલીએ તો અનીતિ થઇ એમ કહેવાય છે. નીતિની ઉપર સંસારનું ચક્ર ચલાવવાનો મોટો આધાર રહેલો છે. શરીરની તંદુરસ્તી જાળવવા માટે પણ નીતિની જરૂર છે. ખર્ચ ખુટણ કરતી વખતે પણ નીતિની જરૂર હોય છે. નીતિ એ આપણુને સર્વ કામમાં અને સર્વ ઠેકાણે હરહમેશ જરૂરની છે. ખાવા પીવામાં નીતિ ન રાખે તો શરીર બગડે, રોગ થાય, અને કદાચ મૃત્યુ પણ થાય છે. ખરચ વહેવારમાં

નીતિ ન રાખીએ તો દેવાદાર બની ગરીબ થઇએ છીએ. નીતિની હદ કંઇ ગાંધીને ત્યાંનો સોદો નથી કે તે દુકાને વેંચાતી મળે, એ કંઈ શરીરધારી વસ્તુ નથી કે પૃથ્વીની અંદરથી મળે. નીતિ એ એક ભાવના, એક અદૃશ્ય વસ્તુ છે તે સારા પુરૂષો કનેથી અને સારી વિદ્યા ભણવાથી મળી શકે છે. આપણી નીતિ સંબંધી અવનતિ જેવીતેવી થયેલી નથી. પહેલે નંબરે ધાર્મિક બાબત અને બીજે નંબરે નીતિની બાબત એ બે સાધન જ્યાં અને જેની પાસે સમૃદ્ધ હોય છે તે ઉન્નતિના શિખર ઉપરજ હોય છે.

**ખાવાપીવામાં:**—આપણને નીતિનું શિક્ષણ મળેલ ન હોવાથી ખોરાક ખાવામાં હદ રાખતા નથી. મિષ્ટાન્ન કે કોઇ એવી બીજી વસ્તુ હોય તે ખા ખા કરી પેટ પુગાવી મારીએ છીએ. આથી આપણી વિચાર શક્તિ, કામ કરવાની શકિત અને શરીરની સર્વ પ્રકારની શકિતને નુકસાન પહોંચાડી સુતેલા રોગને જાગૃત કરી બોલાવી લાવીએ છીએ. આજ કારણથી જ્યાં ત્યાં બહુ જાતના રોગો ઉત્પન્ન થવા પામેલા છે અને તેથી આપણે દુ:ખી થઇ રહ્યા છીએ. પચતો ખોરાક લેવાથી શરીરની સ્ફુર્તિ સારી રહે છે અને તેથી મગજ શક્તિ તથા બીજી સર્વ શકિતઓ સારી રીતે કામ કરી શકે છે તેથી આપણે ઉચ્ચ વિચારવાળું સારૂં અને સુખી જીવન ગુજારી શકીએ.

વળી નીતિ પ્રમાણે ખોરાકથી જે હાલ બગાડ આપણાથી થાય છે તેમાં બચાવ થાય અને આપણે બે પૈસા વધારે બચાવી શકીએ.

**પહેરવાઓઢવામાં:**—પહેરવા ઓઢવામાં પણ નીતિની જરૂર પડે છે. આપણે એ બાબતમાં નીતિને ભૂલી અનીતિને શરણ જઇ પડેલા છીએ. હદ કરતાં વધારે કપડાં રાખવાં, સાદાંથી ચાલતું હોય ત્યાં ઉંચાં ખર્ચાળ બીજાની નકલ કરી ખરીદવાં, આ બધાંથી પરિણામ એ આવ્યું છે કે, માણસની જરૂરીઆતો હદ કરતાં પાંચ પચ્ચીસ ઘણી વધી ગયેલી છે જેથી વસ્તુનો ટોટો પડયો અને તેથી ભાવમાં વધારો થઇ મોઘવારી આવી ઉભી રહી છે. બીજું એક ગંભીર નુકસાન એ થયું છે કે, જેની પાસે સગવડ હોય તેણે જરૂર કરતાં ઘણું વસાવી પોતાના કબજામાં રાખેલું હોવાથી ગરીબ માણસોને તેનો ટોટો પડયો છે. ગરીબથી વધારે પૈસા ખરચી મોઘી વસ્તુ લેવાતી નથી તેથી તેઓ કપડાં વિના દુઃખ ભોગવી રહ્યાં છે. આ દુઃખમાં આપણી કોમ વધારે સડે છે. આખા દેશની દૃષ્ટિએ જોતાં દેશના શ્રીમંતોએ વધારેલી હાજતો અને વસ્તુઓના ઢગો મારી બેસી ગએલા જેથી કોળી જેવી પાછળ કોમ દુઃખી થાય એ સ્વાભાવિક છે. દેશની દૃષ્ટિએ આપણુ માટે દેશ જવાબદાર છે પરંતુ આપણી કોમની દૃષ્ટિએ આપણે પોતેજ

જવાબદાર છીએ. જે જે બાબતો આપણા હાથમાં છે તે તે બાબતોને પહેરવા ઓઢવા સંબંધી નિયમમાં રાખીશું તો આપણને ઘણો લાભ થશે.

**ખર્ચ ખુટણમાં:**—ખરચ ખુટણ કરવામાં પણ આપણે નીતિને છોડી અનીતિ વશ થયેલા છે. લગ્ન પ્રસંગે દેવું કરીને પણ હદ ઉપરાંત ખર્ચ શું નથી કરતા? દહાડામાં પણ એ પ્રમાણે હદ શું નથી ઓળંગી જતા? બીજા નાના ખરચોમાં પણ હદ નથી ઓળંગતા? આ બધાથી આપણે વધુ ગરીબ થયા છીએ. જમીનો ગુમાવી મજુરી ઉપર આધાર રાખતા થયા છીએ. અનેક કુટુંબો ભૂખ અને કપડાંથી બેહાલ થયાં છે. જો ખરચ ખુટણમાં નીતિ રાખે તો આટલી બધી અવદશા કદાપિ પણ ન થાય. ખરચ ખુટણમાં તે કેટલો કરવો એની હદ કે કાયદો બંધાતો નથી કારણ કોઇ ગરીબ કોઇ શ્રીમંત એવી રીતે દરેક માણસની સ્થિતિ જુદા જુદા પ્રકારની હોય છે. આટલી તો હદ બાંધી શકાય છે કે, દેવું હોય તો ઉંચો ખરચ ન કરતાં તદન સાદામાંસાદી રીતે રીત રાખવા ખાતર કરી રીત રાખવી. જો દેવું ન હોય પણ પૈસા શીલક જોઇએ તેટલા ન હોય ત્યારે ભારે દેવું ન કરવું. જે હોય તેનાથી ચલાવી લેવું. જો શકિત પ્રમાણે વર્તવાનું રાખે તો સર્વથી રાખી શકાય એમ છે. જ્યારે ખરચ ખુટણમાં નીતિને સ્થાન

મળશે ત્યારે અરધી ઉન્નતિ એકદમ થઇ કહેવાશે. આપણો જો મોટામાંમોટો ઉડાઉ ખરચ કોઇ હોય તો તે આ ખરચ ખુટણ છે. આ જ અસંખ્યો કુટુંબ જમીન વિનાનાં થઈ ભૂખે મરવા લાગ્યાં છે. નીતિવાન વાણીઆઓ કેવા સુખી છે. કોળીકોમે તે નીતિ ગ્રહણ કરી વાણિયા થવાની જરૂર છે. વાણીયા થવું એટલે વાણીયા બની જવા કહેવું નથી પણ નીતિની બાબતમાં વણિક વૃત્તિ ગ્રહણ કરવી.

**કેફી વસ્તુનું સેવનઃ**—આપણી નૈતિક—નીતિ સંબંધીની અવનતિમાં આ કેફી પદાર્થો **દારૂ** અને **તાડી** એ મોટો ભાગ ભજવે છે. આપણી સમસ્ત જ્ઞાતિ આ નુકસાનકારક વસ્તુને વળગી રહેલી છે સેંકડે પાંચ દશ માણસ કદાચ એનાથી મૂકત હશે પરંતુ ૯૦-૯૫ ટકા તો એનું સેવન કરે છેજ. આ માદક પદાર્થોના સેવનથી શરીરની, બુદ્ધિની, અને પૈસાની ખરાબી મોટા પ્રમાણમાં થાય છે. આપણાં અનેક કુટુંબ એની લતમાં પાયમાલ થયેલાં છે થતાં જાય છે અને ભવિષ્યમાં પણ જ્યાંસુધી એ સેવન અટકશે નહિ ત્યાં સુધી થશે. માંડમાંડ મજુરી કરી સાંજના આઠ આનાના પૈસા રળી લાવ્યા હોય તેમાંથી ચાર આના કે છ આના પારસી બંધુનાં પીઠાંને ભેટ આપવામાં આવે છે અને ફકત બે ચાર આના બચે તે ઉપર કુટુંબ ગુજરાન ચલાવવામાં આવે છે. શ્રીમંત વર્ગ હદ ન રાખતાં ફાવે

તેમ ખરચી છેવટે પાયમાલ બને છે. કેફી વસ્તુના સેવનથી આપણને પૈસાનું નુકસાન થયું છે એટલુંજ નહિ પણ આપણી બુદ્ધિ એટલી બધી ભ્રષ્ટ અને ક્ષીણ થઈ છે કે આપણે કોઇ સારાં અને મોટાં કામો કરી શકતાજ નથી. આપણામાં કોઈ કોઇ શ્રીમંતો છે તેઓ પૈસા વડે વેપાર રોજગાર કે કોઇ પરમાર્થનાં કાર્ય કરી શકતા નથી પણ તેના પૈસા આ માદક વસ્તુની ખરીદીમાં જાય છે. જો આ વસ્તુનું સેવનજ ન હોય તો આપણામાંથી ઘણા સાહસિક વેપારી, અને પરમાર્થી પુરૂષો પેદા થઇ શકે એમ છે. સાધારણ વર્ગનો પૈસો પોતાનાં બાળકોને કેળવવામાં વપરાતો નથી પણ આ કેફી વસ્તુના સેવનમાં જાય છે. અહીં કોઈ પ્રશ્ન કરશે કે, યુરોપીઅન અને પારસી લોકો કયાં એ વસ્તુ વાપરતા નથી? તેઓ કેમ ગરીબ અને બુદ્ધિહીણ આપણી પેઠે થયા નથી? આ પ્રશ્નનો જવાબ એ છે કે, એ લોકો એ વસ્તુ વાપરે છે ખરા પણ તે હમેશાં હદમાં રહીને વાપરે છે. હદમાં રહીને ઝેર પીધું હોય તો તે પણ નુકસાન કરતું નથી. પારસી અને યુરોપીઅનોને તમે ખૂબ પી છાકેઈ જઇ રસ્તામાં પડેલા કદિ જોયા છે? તેઓ પીવામાં પોતાનાં ઘરબાર ચાલ્યાં જાય એટલા પૈસા કદિ પણ ખરચે છે? કોઇ પારસી કે યુરોપીઅનનું ઘરબાર અને મીલકત પીવામાં જતી રહી એવું તમે સાંભળ્યું છે? હું તો ધારૂં છું કે

કદિ નહિ. આપણુને દુનિયા પીધેલ લોક કહે છે પણ પારસી કે યુરોપીઅનોને કોઈ પીધેલ કે છાકટ એમ કહે છે ? ભાઇઓ આપણે હદ રાખતાજ નથી. પીવા માંડયું તો એક બાજુથી પી પી રસ્તામાં પડી લોકોમાં ફજેત થઇએ ત્યાં સુધી હઠીએ નહિ ને એક બાજુથી ઘરબારને મિલકત વેચાઇ જાય ત્યાં સુધી તેનો કેડોજ ન મૂકીએ એ બહુ શોક ભરેલું છે. જો યુરોપીઅનો ને પારસી ભાઇઓની પેઠે નિયમિત સેવન હોય તો કંઇ હરકત નથી અને છેકજ જો એ વસ્તુનું સેવન મૂકી દેવામાં આવે તો તો સૌથી સરૂં. આજે યુરોપ અને અમેરિકામાં આપણે જોઇએ છીએ તો ત્યાં પૈસાના ઢગેઢગ પડયા છે. હુન્નર ઉદ્યોગનો પણ પાર નથી અને ત્યાં મોજમઝા, વૈભવ, ને લક્ષ્મીની રેલમછેલ થઇ રહી છે. ભલે એ સર્વ ત્યાં છે તેની ચિંતા નથી. પણ જે તત્વજ્ઞાન–ઈશ્વરને જાણવા સંબંધીની વિદ્યા આપણા દેશમાં છે તેવી ત્યાં નથી. આપણા દેશમાં હાલ પૈસો વધારે નથી તે ભલે તેમ હોય ! પૈસો વધતો ઓછો મળવો એ હુન્નર ઉદ્યોગ ઉપર આધાર રહે છે પણ જગત્‌ની અંદર જે સાચામાંસાચી વિદ્યા છે અને જેને માટેજ મનુષ્ય અવતાર મળે છે તે વિદ્યા તો હિંદુસ્થાનમાંજ છે. હિંદુસ્થાનમાંજ છે તેનું કારણ એ છે કે હિંદુસ્થાનમાં દારૂ, તાડી, માંસ વગેરે પદાર્થોનું સેવન નહિ કરનારા ઘણા

માણસો છે જ્યાં આ પદાર્થનું સેવન નથી ત્યાં દૈવી સંપત્તિનો વાસો છે અને જ્યાં દારૂ, તાડી માંસ વગેરે બહુ વપરાય છે ત્યાં આસુરી–રાક્ષસી સંપત્તિ છે. હિંદુસ્થાન એને ભાજી ખાઉ દેશ કેટલીક વખત કહેવામાં આવે છે પણ દૈવી સંપત્તિ તો ભાજી ખાઉમાંજ હોય છે. યુરોપ અમેરિકા વગેરે દેશો દારૂ, તાડી, અને માંસ વાપરનારા દેશો છે જેથી ત્યાં આસુરી–રાક્ષસી સંપત્તિ મોટે ભાગે છે. હિંદુસ્થાનમાં દૈવી સંપત્તિને લીધે મોટા મોટા જગત્‌ને ચકિત કરી નાખે એવા, બુદ્ધ, શંકરાચાર્ય, દયાનંદ, સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, અને સ્વામી રામતીર્થ જેવા પુરૂષો અનેક પાકે છે પરંતુ યુરોપ અને અમેરિકામાં એવા પાકતા નથી, કદાચ અપવાદ તરીકે કોઇ પાકયા હશે તો તે હિંદુસ્થાનના અવતારી પુરૂષોની તુલના કરી શકે એવા તો નથીજ. હિંદુસ્થાન કર્મભુમિ છે. હિંદુસ્થાન દેશજ આખો દૈવી સંપત્તિથી ભરપુર છે. આથી હજારો પુરૂષો અવતારી પુરૂષ જેવા પાકે છે, પશ્ચિમના વિદ્વાનમાં વિદ્વાન મનુષ્ય જેટલું ઇશ્વર સંબંધી જ્ઞાન ધરાવતા ન હોય તેટલું અહીંના અભણો ધરાવે છે. પશ્ચિમના મોટા મોટા વિદ્વાન મનુષ્યોએ પોકારી પોકારીને કહેલું છે કે, "હિંદુસ્થાન પુણ્યભૂમિ છે. હિંદુસ્થાનના જેવી ઇશ્વરને જાણવાની વિદ્યા બીજા કોઈ પણ દેશમાં નથી. હમારો જો બીજો અવતાર થાય તો તે હિંદુસ્થાનમાંજ થશે.

મારા વહાલા જ્ઞાતિ બંધુઓ ! આવા એક પુણ્યશાળી દેશમાં આપણો જન્મ થયો એજ એક તો આપણું અહો-ભાગ્ય છે. જ્યારે આવા સરસ સુંદર દેશમાં જન્મી એક રાક્ષસી વૃત્તિને પકડી ભ્રષ્ટ થઇ જીંદગી બરબાદ કરવી તે શું સારૂં છે ? જો તમે મનુષ્ય જીંદગીને સફળ કરવા ધારતા હો તો તો એ દારૂ અને તાડી જેવી કેફી ચીજને તદન છોડીજ દો. જ્યારે એ વસ્તુને છોડશો ત્યારેજ તમારો ઇશ્વરના દરબારમાં બેસવાનો હક્ક થશે. આપણા મંદિરમાં વસતા સાધુઓ અને બ્રાહ્મણો આપણને શું ઉપદેશ આપે છે ? એજ ઉપદેશ આપે છે કે તમે દારૂ, તાડી, અને માંસ વાપરો નહિ. આપણા એ સાધુ અને બ્રાહ્મણો ગુરૂ છે. જ્યારે ગુરૂજ એ વસ્તુને વાપરતા નથી ત્યારે ચેલાને વાપરવાને કયાંથી અધિકાર છે ? સુજ્ઞ કોળી બંધુઓ ! તમે તમારા પોતાને ખાતર, તમારાં બાળ બચ્ચાંને ખાતર, અને તમારા દેશને ખાતર આ દુષ્ટ વસ્તુનો સત્વર ત્યાગ કરો !

**અભક્ષ્ય પદાર્થો:**—અભક્ષ્ય પદાર્થો એટલે જે ખાઇ ન શકાય તેવા. ખાઇ ન શકાય એટલે જે મોઢામાં ઘાલી પત્થર જેમ ખવાતો નથી તેમ ખાઇ ન શકાય એવા નથી પણ જે ખાવાને માટે પુણ્યભૂમિ—કર્મક્ષેત્ર—વીર અને અવતારી પુરૂષોની માતા ભારતભૂમિના મહાન્ મહાન્ રૂષિ

મુનિઓએ જે શાસ્ત્રો બનાવેલાં છે અને આખા જગતની અંદર ઉત્તમમાં ઉત્તમ છે તે એકે અવાજે પોકારી પોકારીને કહે છે કે માંસ, દારૂ, તાડી વગેરે પદાર્થો ખાવા એ ભારત ભૂમિમાં જન્મ લેનારને માટે નથી. ભારતભૂમિમાં જન્મી કર્મવીર, ધર્મવીર, અને ઉત્તમ પુરૂષોની ગણત્રીમાં ગણાવા માગતા હો તો તો એ વસ્તુને તદનજ છોડજો.

ભારત દેશનું ધર્મ શાસ્ત્ર તો માંસ ન ખાવાનુંજ કહે છે. ત્યારે અહીં પ્રશ્ન થશે કે હજારો લોકો તે શા માટે ખાય છે? જવાબ એજ છે કે, દૈવી સંપત્તિ અને આસુરી રાક્ષસી–સંપત્તિ એ બે પ્રથમથીજ જન્મ પામેલી છે. એ સંપત્તિઓ જન્મ પામેલી છે તેની સાથે શાસ્ત્રો પણ જન્મ પામેલાં છે. શાસ્ત્રો કહે છે કે, તમે સારા મનુષ્યો કહેવાવા માગતા હો તો માંસ ને દારૂ, તાડી ન વાપરો પણ રાક્ષસ જેવા કહેવાવા માગતા હો તો વાપરજો. ભાઇઓ જેઓને રાક્ષસ તરીકે ગણાવું હોય તેઓ એને વાપરે છે અને જેને સારાં મનુષ્યો કહેવાવું હોય તે નથી વાપરતા. દૈવી સંપત્તિ એ ફુલોથી બહેક બહેકી રહેલો કાંટા વિનાનો સડક જેવો સાફ રસ્તો છે અને આસુરી સંપત્તિ એ ઢેકાઢળી આવાળો કાંટાથી સજ્જ થયેલો રસ્તો છે. માંસ, દારૂ, તાડી, નહિ વાપરનાર ફુલોથી બહેકબહેકી રહેલ કાંટા વિનાના સડક જેવા રસ્તા ઉપર ચાલનાર છે. અને એ વસ્તુઓ વાપરનાર કાંટાથી સજ્જ

થયલા માર્ગ ઉપર ચાલનાર છે. કાંટાવાળે રસ્તે જાણીજોઇને જાય તો કાંટા ભાંગેજ.

પ્રિય કોળીભાઇઓ! તમે આ બે રસ્તા છે તેમાંથી દુઃખી ન થવું હોય તો સારે રસ્તે જજો અને દુઃખી થવું હોય તો કાંટાવાળે રસ્તે જજો. **અભક્ષ્ય પદાર્થ એટલે માંસ** એ વિષે લખવાનો અહીં પ્રસંગ છે. માંસમાં બકરાંનું, મરઘાંનું, અને દરીયામાં પાકતી માછલી, સોંઢીયાં, લેવટા, વગેરેનો સમાવેશ થાય છે. આ પદાર્થો આપણી જ્ઞાતિ સેવે છે. જ્ઞાતિમાં ન ખાનારા પણ છે પરંતુ તે ઘઉં-માં કાંકરાને હિસાબે છે. માંસ ખાવું એ આપણે માટે અને બીજાં મનુષ્યને માટે સરજેલું છે એવું કોઈ ધર્મ-શાસ્ત્રમાં તો નથીજ, અને તેમાં ખાસ કરી આપણા દેશનાં ધર્મશાસ્ત્રમાં તો બીલકુલજ નથી. ટુંકી બુદ્ધિથી આપણે વિચાર કરી જોઇએ તો જણાય છે કે ખાવાને માટે આપણે સારૂ આપણા દેશમાં પુષ્કળ અનાજ, ફળફળાદિ વગેરે પાકે છે અને તે એટલાબધા પ્રમાણમાં પાકે છે કે, આખો દેશ ગમે તેટલું ખાય તે છતાં ઘટતુંજ નથી ઉલટું બીજા દેશના લોકોને પણ તે પહોંચુ પડે છે. હવે ઈંગ્લાંડ વગેરે કેટલાક દેશો એવા છે કે ત્યાં અનાજ અને ફળફળાદિ પાકતાં ન હોય અને પાકતાં હોય તો તે જુજજાજ, ત્યારે તે દેશના લોકોને માંસ ઉપર આધાર રાખવા સિવાય છુટ-કોજ નથી. આજ કારણથી પશ્ચિમના દેશોમાં માંસનો રિવાજ

બહુ છે. ત્યારે હવે આપણે આપણા દેશમાં અનાજ વગેરે ખાવાનુ મળે છે તે છતાં માંસ ખાઈએ એ પાપ નથી? માંસ ખાવામાં પાપ છે. કોઇ પણ જીવને મારી નાંખવો તેમાં પાપ છે એમ જે આપણાં શાસ્ત્રોમાં લખેલું છે તે એથીજ કે આપણા દેશમાં અનાજ અને ફળ બહુ થાય છે માટે આપણે કોઈ પણ પ્રાણીનો જીવ લેવો નહિ. બકરાં અને મરઘાં, તથા માછલાં વગેરે આપણને બહુ ઉપયોગી છે. બકરી દૂધ આપે છે. મરઘાં આપણા અનાજ વગેરેને નુકસાન કરે તેવાં પ્રાણીનો નાશ કરે છે અને માછલાં પાણી ચોકખું રાખે છે. આ એનો ઉપયોગ છે. હવે પશ્ચિમના દેશોમાં જ્યાં ખેતીવાડી બરાબર નથી ત્યાં બકરાં, મરઘાં વગેરેનો બીજો શું ઉપયોગ? વળી અનાજ ન હોય ત્યારે શું ખાવું? આથી ત્યાંનાં શાસ્ત્રોમાં કદાચ માંસ વાપરવાને લખેલું હશે. ત્યાંનાં શાસ્ત્રોમાં ઇશ્વરને પામવાની ઉમેદ રાખનારને તો એ વાપરવાને ચોકખી ના હશેજ.

ઉપરની સર્વ બાબત વાંચ્યા પછી તમે સમજ્યા હશો કે માંસ ખાવું એ આપણા માટે નથી. ખાઇએ છીએ એ ખાલી જીભને સ્વાદ આપવાને ખાતરજ. જીવન ટકાવવાને તો અનાજ અને ફળફળાદિ છે. આપણને કોઈ જરા મારે કે કંઇ શરીરનો કોઈ ભાગ કપાઈ જાય ત્યારે કેટલું બધું દુઃખ થાય છે! ત્યારે ભાઇઓ! મરઘાં, બકરાં. ને માછલાંને

મારી ખાવાં તે તેના જીવને દુઃખ કેમ ન થતું હશે? જો તમે મનુષ્ય હો, તમારામાં દયા હોય, તમે ઇશ્વરના સાચા પુત્ર હો, તમે રાક્ષસની ગણુતરીમાં ગણાવા માગતા ન હો, તો આ માંસને જરૂર છોડી દેજો. તમારૂં પેટ તે મુડદાં ભરવાની વખાર નથી. ભલે પેટ એ મુડદાં ભરવાની વખાર બીજા દેશોને માટે હોય!

**કડેયાકામ અને મજુરીએ જતી આપણી સ્ત્રીઓઃ**—આપણો દેશ ઉપર બતાવ્યું છે કે કર્મ ભૂમિ છે, જેમાં માંસ, દારૂ, તાડી વગેરે વાપરવાની જરૂર નથી ત્યાં વ્યભિચાર—પરપુરૂષનું સ્ત્રી સેવન કરે એ કેમ સંભવે? કદિ નહિ. ઇતિહાસોમાં આપણે વાંચીએ છીએ કે હજારો અને લાખો રાજપુત સ્ત્રીઓ પરપુરૂષના હાથમાં જવાનો વખત આવે ત્યારે બળી મરતી. કદાચ કોઈ એકાંત વાસમાં કોઈ સ્ત્રી એકલી પડી હોય અને કોઇ પુરૂષ કે રાજા તેને જોરજુલમથી પકડી અત્યાચાર કરવા માગે ત્યારે તે પ્રાણુ તજતી અગર તો પરાક્રમથી છટકી જતી પણ કુકર્મ તો નજ કરતી. વ્હાલા કોળીભાઇઓ! તેજ રાજપુતના આપણે પુત્રો છીએ. રાજપુતમાંથી આપણે કાંટાવાળે રસ્તે ચાલી દારૂ, તાડી, માંસ વગેરે વાપરી આજે કોળીના રૂપમાં આવી પડયા છીએ. હવે આપણે આપણી મૂળ વાત ઉપર આવીએ.

આજે આપણી બહેનો, સ્ત્રીઓ, અને છોકરીઓ વ્યભિચાર—પરપુરૂષનું સેવન નથી કરતી ? શું તમે તમારા મનમાં એ કબુલ નથી કરતા ? કદાચ શરમને લીધે મોઢે ન કહી શકો. ઉપર આપણે જોયું કે, પરપુરૂષ જો હાથ પકડવા મથે તો પૂર્વની આપણી સ્ત્રીઓ કાં તો દેહ પાડતી કે કાં તો પકડવા ન દેતી. આજે શું થાય છે ? આજ તો પરપુરૂષોની પાછળ પાછળ તે હર્ષથી ફરે છે આનું કારણ તેઓને મળતી હદ ઉપરાંતની છુટ તથા અભક્ષ્ય પદાર્થોનું સેવન અને અજ્ઞાનતા છે.

કડેયાકામે તથા જીન વગેરેમાં મજુરીએ જવાનો આપણી સ્ત્રીઓ ને છોકરીઓમાં રિવાજ છે. આ રિવાજને માટે કારણ એ ધરવામાં આવે છે કે ગરીબ લોકોની સ્ત્રી અને છોકરીઓ બિચારી શું ખાય અને પહેરે ? પૈસા જોઇએ માટે જવાની જરૂર પડેજ અને તેથીજ જવા દેવામાં આવે છે. આ કારણ કેટલેક અંશે કદાચ ખરૂં માનીએ પણ તેઓ અનીતિ કરી હદ ઓળંગે તે આગળ આડા કાન કરવા તે શું વાજબી છે ? જો દરેક માબાપ પોતાની છોકરીઓને આ દિશામાં સમજુત કરી ખુબ દબાણ કરે તો તે એ માર્ગને જરૂર છોડે. કેટલીક જગ્યાએ દબાણથી અને સમજથી માણસ વશ રહે છે ત્યારે આપણે તો દબાણ અને સમજ બેઉને છોડી દીધું છે કડેયાકામ

કરવા જતી સ્ત્રીઓમાંથી જવલ્લેજ કોઇ નિયમ સાચવતી હશે બાકી તો નીતિ ભ્રષ્ટ તો થાય છેજ. વળી જીનમાં જતી અને મજુરી કરવા બહાર જતી સ્ત્રીઓમાંથી પણ મોટે ભાગે નીતિ ભ્રષ્ટ તો થાય છે જ. જુવાન ઉંમર અને વળી એકલાં મહાલવાનું મળે એટલે બગડે એ સ્વાભાવિક છે. આ મહાન અત્યાચારનું પાપ લાગતું હશે તે તો ઇશ્વરને ત્યાં પૂછવામાં આવશે પણ આજે આપણને કેટલું બધું નુકસાન થઈ રહ્યું છે. સેંકડો જોડાંની ફારગતી થાય છે અને લગ્નમાં ખર્ચેલા પૈસા બરબાદ જાય છે, વળી ઝેર આપી મારી નાખવાના દાખલા પણ બને છે અને ધણી ધણીઆણીમાં સંપ, તથા એક બીજા ઉપર પ્રીતિ ન રહેતાં કલેશ અને મારામારી થઈ રહે છે. આપણા કોળી ભાઇઓનો સંસાર મહાન્ દુઃખી છે તેમાં મોટો હિસ્સો આ હદ ઉપરાંતની મળતી સ્વચ્છંદી છુટ પણ છે.

આ વિષય ઉપર વધુ લખવાની જરૂર નથી. દરેક પોતે સમજે છે કે અત્યાચાર ઠેકાણે ઠેકાણે થઇ રહ્યો છે. અરે! ભારત વર્ષ જેવી પુણ્યભૂમિમાં અવતરેલ કોળી ભાઇઓ! તમે આ થતી મહાન્ અનીતિ અટકાવવાને માટે કમર કસો. આજકાલ ઉનાઈ વગેરે જાત્રા અને મેળામાં ટોળેટોળાં આપણાં સ્ત્રી પુરૂષોનાં જાય છે તે ત્યાં જાત્રા

કરી પાવન થતાં નથી પણ એક બીજા ઉપર પ્રીતિ કરી અનીતિના માર્ગને વધારે મોકળો કરે છે. લગ્નમાં પણ આપણી સ્ત્રીઓને બહુ છુટ હોય છે. આ બાબતનો અટકાવ કરવાની બહુજ જરૂર છે. જીનમાં કામ કરવા જતી આપણી સ્ત્રીઓ અત્યાચાર કરી પાપ કરે છે તે ઉપરાંત આપણા લોકો માટે બીજા લોકોમાં ખોટી છાપ પાડે છે. આપણી—કોળી ભાઇઓની કિંમત બરાબર અંકાય છે આપણી સ્ત્રીઓ માટે અહીં કંઈ ધંધા શોધી કાઢો પણ જીનમાં તો નજ જવા દો. કડેયા કામે પણ બનતા સુધી ન જાય તેમ સારૂં. કદાચ જરૂર હોય ત્યાં જાય પણ સખત દબાણ અને સમજ માબાપ ને વડીલો તરફથી થવાની અને મળવાની જરૂર છે. જાત્રાએ જતાં તો સમુળગાંજ બંધ કરવાં જોઇએ. કદાચ લઇ જવા પડે તો મા, બાપે સાથે લઈ જવું અને એકલાં તો નજ ફરવા દેવાં. હે ક્ષત્રીયના વંશજો તમે ચેતો! તમારી ઇજ્જત ઉપર પાણી ફરતા રસ્તાને છોડાવો. આ બાબતમાં દરેક મા, બાપ અને વડીલનીજ પહેલાં તો ફરજ છે. પછી જ્ઞાતિના આગેવાનોની ફરજ છે.

કદાચ કોળી ભાઇઓ ધનવાન થશે અને વિદ્વાન થશે પરંતુ સ્ત્રીઓ બહાર આમ ભટકતી હશે તો કોળી ભાઇની કીંમત સારી તો નજ અંકાશે, લોકો કહેશે અને હાલ કહે પણ છે કે પૈસા મળ્યા તો શું થયું ? આખર તો

કેળી શાઇજ કની ? આ મહાન આરોપમાંથી મૂકત થવા આપણા સંસારને સુખરૂપ બનાવવા, અને સત્યને સ્થાન આપવા કડેયાકામે અને મજુરીએ બહાર જતી સ્ત્રીઓને રોકો તે ઉપરાંત દબાણ અને સમજુત આપો. જેમ બને તેમ વધુ છુટ હદ ઉપરાંત ન મળે તે માટે કાળજીવાળા થાઓ.

**પહેરવેશઃ**—આ પહેરવેશ સંબંધીનો પ્રશ્ન સામાજિક અવનતિનો છે છતાં અહીં નૈતિક બાબતમાં તેને સ્થાન આપ્યું છે તેનું કારણ અસભ્ય પહેરવેશથી નીતિને મોટું નુકશાન થાય તે છે. પુરૂષોના પહેરવેશ સંબંધી તો વિશેષ લખવાનું નથી હોતું કારણ કે પુરૂષો દેશપરદેશ ફરે છે અને એક બીજાનું જોઈ વખત પ્રમાણે ફેરફાર કરે છે. અહીં ખાસ કરી સ્ત્રીઓના પહેરવેશ સંબંધી લખવાનું છે. સુરત જીલ્લાના ઓરપાડ, પારડી, વલસાડ, ચીખલી, બારડોલી માંડવી, ચોર્યાસી અને જલાલપોર તાલુકાના પૂર્વ ભાગમાં સ્ત્રીઓ જે પહેરવેશ પહેરે છે તે ઘણે ભાગે પાટીદારની સ્ત્રીઓ ઘુંટણ ઢાંકીને પહેરે છે તેવો કેટલેક અંશે ઠીક છે. ખેતીવાડી અને મજુરીના ધંધામાં રોકાયેલી ઉધર્માકોમની સ્ત્રીઓ કદાચ આખો વખત સોકળું મૂકી ન ફરી શકે પરંતુ જો કામ ધંધો કરતી વખત કાછડો વાળે અને ગામ પરગામ જતી વખતે તથા શહેરબજાર જતી વખતે મોકળું

મૂકે તો ચાલે એમ છે. ઘુંટણ ઢાંકી પહેરવાનો રિવાજ એકંદર તો ઠીક છે. પરંતુ લુગડાંની સાથે ફડક વાળવામાં આવે છે તે તદન ખોટું છે. ફડક વાળવાથી જાંગનો ઘણો ભાગ ઉઘાડો થઇ જાય છે અને ગુહય ઇંદ્રિય પણ કોઈ કોઈ વખત તો દેખાતી હોય તેટલી હદે વાત જાય છે આથી એક તો સભ્ય માણસોમાં ખોટી કિંમત અંકાય છે અને કેટલાક પુરૂષોનાં મન એ ચિતાર જોઇ ચલિત થાય છે આથી નીતિને બદલે અનીતિમાં વધારો થાય છે. આ ફડક વાળવાનો રિવાજ તદન નાબુદ થવાની જરૂર છે. હવે જલાલપોર તાલુકો ને ચોર્યાસી તાલુકાના સમુદ્ર કિનારેનાં ગામો જેને ખાસ **કાંઠાના** નામથી ઓળખવામાં આવે છે તે તરફનું અવલોકન કરીએ. આ કાંઠાના ભાગમાં સમુદ્રનાં પાણીની ભરતી ઘણીવાર આવી ફરવાના રસ્તા વગેરે કાદવથી સજ્જ થઇ જાય છે અને તે કાદવમાં રાત દિવસ મુસાફરી કરવાની હોવાથી સ્રીઓ ઉંચેથી પહેરે તો તે ઠીક છે અને એજ કારણને લીધે ઉંચેથી પહેરવાનો રિવાજ દાખલ થએલો હશે. બીજું એ પણ કારણ છે કે કાંઠાના ભાગમાં ઉચ્ચ કોમની વિશેષ વસ્તી ન હોવાથી કાંઠાની સ્રીઓને એક બીજાનો પહેરવેશ જોવાનો અને તે પ્રમાણે અનુકરણ કરવાનો પ્રસંગ ઝાઝો મળતો નથી. ભલે કાદવમાં ફરવાનું હોય તેથી શું થયું ? પાટીદાર અને કોળીની બીજા ભાગમાં

વસતી સ્ત્રીઓ શું ચોમાસામાં કાદવમાં કામ નથી કરતી? ચાર માસ તો તેમને કાદવમાં રાતદિવસ કામ કરવાનું જ હોય છે, તો પણ તે ઘુંટણની ઉપરથી પહેરવેશ કદિ પહેરતી નથી. કાંડાના ભાગની સ્ત્રીઓ ઘુંટણની ઉપરથી છેક ઉંચેથી પહેરે છે અને આગળ લુગડાંનો છેડો લટકતો રાખે છે. આથી જાંગનો લગભગ ઘણો ભાગ અને ગુહ્ય ઇંદ્રિયનો ભાગ ઘણીખરી વાર દેખાઇ જાય છે. લુગડાંનો છેડો પવનથી ઉડઉડ થયા કરે છે જેથી ઉપર બતાવ્યા મુજબના ભાગો દ્રષ્ટિગોચર થાય છે. આ પહેરવેશ તદન નીચમાં નીચ છે. ઢેડા અને કાળીપરજ જેવી પાછળમાં પાછળ પડેલી કોમની સ્ત્રીઓ પણ ઘુંટણને ઢાંકી પહેરે છે જયારે કોળી ભાઇઓ કે જે ઉચ્ચ હોવાનો દાવો કરે છે તેની સ્ત્રીઓ આ ખરાબમાંખરાબ પહેરવેશ પહેરે છે તે શું વાજબી છે? જાંગ અને બીજા ભાગો દેખાય તેથી નીતિને કેટલો ધક્કો પહોંચે છે તે વાંચકોએજ વિચારી લેવું. નીતિને ધક્કો પહોંચે છે તે ઉપરાંત બીજા સભ્ય લોકોમાં કોળીની કિંમત કેવી અંકાય છે? આજકાલ તો આ અસભ્ય પહેરવેશને લીધે સારા લોકોમાં કોળીઓ માટે માન નથીજ. આથી કાંઠાવાળા ભાઇઓએ તમામે કમર કસી આ અસભ્ય પહેરવેશમાં સુધારો કરવો જોઇએ. આ દિશામાં હિલચાલ શરૂ થઇ છે તે ખુશી થવા જેવું છે

પરંતુ હિલચાલ કરનારાઓની વિરૂદ્ધ ઘણા ભાઇઓ પડે છે તે મોટી દીલગીરીની વાત છે. ભાઇઓ! તમારી માતા, બહેન, અને વહુદીકરીઓની જાંગ તથા બીજા ગુપ્ત અવયવો દેખાય તે શું તમને પસંદ છે? આપણા દેશના બીજા લોકો તરફ જુઓ, તેઓ કેવો પહેરવેશ પહેરે છે. શું તેઓ આપણા કરતાં ઓછા બુદ્ધિવાન છે? આ બાબતમાં પુરૂષોનોજ વાંક છે, જો પુરૂષો સ્ત્રીઓને સમજાવે અને સખ્તાઇ કરે તો જરૂર તાકીદે સુધારો થાય પરંતુ દીલગીરીની વાત છે અને મારા પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે કે કાંઠાભાગના કેટલાક સુધરેલા, ભણેલા અને જગતને સુધારવાને–કેળવવાનો ધંધો લઇ બેઠેલા ભાઇઓની સ્ત્રીઓ પોતાના પતિની કોઈ ગામે નોકરી કે બીજો કંઇ ધંધો હોય ત્યાં પાટીદારની સ્ત્રી જેવો પહેરવેશ પહેરે છે અને જો ગામ—વતનમાં જવાનું થાય ત્યારે અસલ પહેરવેશ ઘુંટણની ઉપરથી પહેરે છે. જયારે કેળવાયલા પુરૂષોમાં આવી રીતે સ્ત્રીઓ આગળ સુધારો કરવાની હિંમત નથી ત્યારે બિચારા અજ્ઞાનની શી દશા! અહીં લેખકનો વિચાર કેળવાયલાઓ ઉપર આરોપ મૂકવાનો નથી પરંતુ કંઈક સખત લખ્યું છે તે તેમની યોગ્યતાના પ્રમાણમાં સ્થાનેજ છે. કેળવાયલાઓ વાત કરવા કે લખવા બેસે ત્યારે ગજના ગજ ભરી કાઢે છે પણ ફાડવા બેસે ત્યારે એક તસુ પણ

ફાડતા નથી. કોળી કોમને બોલનારા, અને લખનારાની જરૂર નથી પણ કામ કરનારાની જરૂર છે. કામ કરવામાં આવશે તો બોલવાનું ને લખવાનું બધુંજ તેમાં સમાઇ જશે. કેળવાયલાઓનું કર્ત્તવ્ય છે કે કરી બતાવી દાખલો અભણોને આપવો. આ વિષય ઉપર જેટલું લખે તેટલું લખાય પણ બહુ લખવાથી શો ફાયદો ? જે ભાઇઓએ આ દિશામાં મક્કમ સુધારો કરવા માંડયો છે તેમને શાબાશી ઘટે છે અને બીજા ભાઇઓ તેમને પગલે ચાલે એજ લેખકની શુભેચ્છા !

ચુડો:—આ ચુડા સંબંધીનો સવાલ નૈતિક અવનતિનો નથી પરંતુ તે પહેરવેશની સાથે સંબંધ ધરાવે છે માટે અહીં લીધો છે. કોળી કોમમાં ચુડો પહેરવાનો રિવાજ જાત જાતનો છે. કેટલાક ભાગમાં હાથીદાંતનાં પાતળાં ચુડીઆં પહેરવામાં આવે છે તેમજ કેટલાક ભાગમાં પાટીદાર ની સ્ત્રીઓ લાકડાંનાં પહોળાં ચુડીઆં વહેરાવી સોનાની ચીપો મઢાવી પહેરે છે તેવો પહેરવામાં આવે છે. એકંદર સોનાની ચીપે મઢાવેલો ઠીક છે અને જેને સોનાની ચીપ ન મળે તેવી સ્થિતિ હોય તે રૂપા કે ચાંદી એ મઢાવી પહેરે છે આ પણ ઠીક છે. પરંતુ કેટલાક ભાગમાં હાથીદાંતનાં પાતળાં વહેરેલાં ચુડીઆં પહેરવામાં આવે છે જેને થર પણ કહે છે. આ ચુડીઆં ૨૫–૫૦–૭૫

સુધી અને તેથી પણ વધારે રૂા. ની કિંમતનાં હોય છે. સોના કે ચાંદીના મઢાવેલા થરમાં સુગમતા એ છે કે તે ઘણા વરસ ચાલે છે અને છેવટે સોનાની અને ચાંદીની ચીપ ઘસારો બાદ જતાં પણ રહે છે અને હાથીદાંતનાં વહેરેલાં પાતળાં ચુડીઆંમાં જે પૈસા ખર્ચાય છે તે તદન બરબાદ જાય છે. વળી દરવરસે તેમાં ભાંગે ખોવાઇ તેની નળીઆંની પેઠે ખોટ પુરવી પડે છે. આથી જીંદગીભરમાં એક સ્રી એ ચુડાની પાછળ સેંકડો રૂા. ખરચે છે અને આખરે તેમાંનુ કંઈ નહિ. વળી કેટલાક ભાગમાં તો તે કોપરની ઉપરથી પણ પહેરવામાં આવે છે આ દેખાવ ઘણોજ ખરાબ છે. સારામાંસારી રીત તો સોના ચાંદીએ મઢેલો ચુડો પહેરવો તે છે. આ બાબત પુરૂષોએ ધ્યાનમાં લઇ જેમાં ખર્ચ ઓછો હોય તે પદ્ધતિ દાખલ કરવાની જરૂર છે અને તેથી આપણી આર્થિક સ્થિતિ કંઇક અંશે સુધરશે. એકલી કાવરી પહેરવાનો રિવાજ તો ખેતીવાડી અને બીજી મજુરી કરતી કોળી કોમને કદાચ ન અનુકુળ આવે આ બાબતમાં વાંચકોએ યોગ્ય વિચાર કરી લેવો.

---

# પ્રકરણ ૪ થું.

## કેળવણી સંબંધી અવનતિ.



કેળવણી એટલે ભણવું, એવો એનો અર્થ થતો નથી. ભણવું અને કેળવાવું એમાં બહુ ફેર છે. અહીં કેળવણી સંબંધી નિબંધ નથી લખવાનો પરંતુ કેળવણીમાં કેટલે અંશે અવનતિ થઇ છે તે જોવાનું છે માટે કેળવણી સંબંધે વધુ વિવેચનને અવકાશ હોય એમ હમારૂં માનવું નથી. કેળવણી ત્રણ પ્રકારની છે. ૧. શરીરની ૨. મનની ૩ નીતિની.

**શરીરની કેળવણીઃ**—કોળી કોમનો મુખ્ય ધંધો ખેતીવાડી, કારીગીરી અને મજુરી છે જેથી એ ધંધામાં શરીરની સારી કેળવણી મળે છે જેથી તંદુરસ્તી એકંદર ઠીક રહે છે. શારીરિક કેળવણીનો મુખ્ય ઉદ્દેશ શરીર કેળવાવાથી તંદુરસ્તી ઠીક રહે છે અને તેથી સર્વ કાર્યો ઠીક રીતે થાય છે. જગતમાં કહેવત છે કે **"પહેલું સુખ તે જાતે નર્યા"** કોળી કોમની એકંદર શારીરિક સ્થિતિ

ઠીક છે પરંતુ હાલની શાળાઓની કેળવણીની પદ્ધતિમાં શારીરિક કેળવણીને બરાબર સ્થાન આપવામાં આવેલું નથી જેથી વિદ્યાર્થીઓની શારીરીક કેળવણી માટે મોટી ધાસ્તી છે અને તે હાલ તો અવનતિમાંજ છે.

**માનસિક કેળવણી:**—માનસિક એટલે મનની કેળવણી. આ મનની કેળવણીમાં લખવું વાંચવું તે છે અને તેના સાધન તરીકે, ગણિત, ઇતિહાસ, ભુગોળ, ભુમિતિ, ખેતીવાડી અને વનસ્પતિ શાસ્ત્ર વગેરે અનેક વિષયોનો સમાવેશ થાય છે. કોળી કોમની કેળવણીમાં મોટામાં મોટી અવનતિ માનસિક કેળવણીની છે. સુરત જીલ્લાની ૯૨૦૦૦ ની વસ્તિમાંથી ગુજરાતી ઠીક ભણેલા તો સેંકડે એક પણ મળવા મુશ્કેલ છે. સાધારણ લખતાં વાંચતાં આવડે એવા સેંકડે એકાદ બે હશે. પુરૂષોમાંથી એ પ્રમાણ કદાચ નીકળે પણ સ્ત્રીમાંથી તો બીલકુલજ પ્રમાણ કાઢી શકાય નહિ. ૯૨૦૦૦ માંથી ફકત ચાર, પાંચ સ્ત્રીઓ ઠીક ભણેલી જણાશે તે ઉપરાંત સાધારણ લખતાં વાંચતાં આવડે એવી સ્ત્રીઓનું પ્રમાણ પણ સેંકડા ઉપર તો કાઢી શકાયજ નહિ. ગુજરાતી કેળવણીમાંજ તદન પછાત છે તો પછી ઉંચી કેળવણીની તો વાતજ શી કરવી ? અંગ્રેજીમાં જોઇએ તો ફક્ત આખા જીલ્લામાંથી સાત આઠ મેટ્રિક

સુધી ભણેલા નીકળશે અને આજ સુધીમાં ફકત એકજ વિદ્યાર્થી ૯૨૦૦૦ માંથી મેટ્રિક પાસ થઈ ઉંચી કેળવણી માટે અભ્યાસ કરે છે. ( ભાઈ શ્રી રણછોડજી પ્રાગજી કકરાડ તા. જલાલપોર—સેંટઝેવીયર કોલેજ—ઇન્ટર મીડીએટ—બીજું વર્ષ—મુંબઇ, ) ઉદ્યોગિક કેળવણીમાં જોઇશું તો ઈજનેરી કામ શીખેલા ફકત દશ બાર માણસ નીકળશે અને સુતારી, વણાટ, દરજી વગેરેમાં તો એકાદ એ નીકળે તો સારૂં. ભાઇઓ ! છેકજ આપણી કોમ માનસિક અને ઉદ્યોગિક કેળવણીમાં પાછળ છે. મુળમાં અભણ છે એટલે હવે વધારે શું લખીએ ? ટુંકામાંટુંકું એજ કે "**છેક અભણ કોમ,**" આ ત્રણજ શબ્દમાં બધું સમાય જાય છે. જ્યાં તદન અભણતા છે ત્યાં બીજી સર્વ પ્રકારની ઉન્નતિની આશા શી રીતે રાખી શકાય ? આપણી સર્વ પ્રકારની અવનતિનું મોટામાંમોટું કારણ અભણતા છે. જ્યારે ભણતરનો વધારો થશે ત્યારેજ દરેક પ્રકારની ઉન્નતિ થશે. સૂર્ય ઉદય થવાથી અંધારૂં આપોઆપજ નાશી જાય છે તેમ કેળવણીરૂપી સૂર્યનો પ્રકાશ જે વખતે કોળી કોમમાં પડશે તે વખતે સર્વ અજ્ઞાનતાનો નાશ થશે. પૈસાની છુટ થશે, કોઇ ભૂખે ન મરશે અને સર્વ ખાઇ પી, ઇશ્વર ભકિત કરી, જગતની અંદરની પોતપોતાની ફરજો બરાબર અદા કરશે, અને જગતની અંદર કોળી કોમ પણ

એક કોમ છે અને તે ઉપયોગી છે એવું સાબિત થશે. આજે આપણે દેશની સેવા કરીએ તો છીએ પણ તે માલમ પડતી નથી. આપણી સેવા અજ્ઞાનતાથી ઢંકાઇ જાય છે. ભૂખે પેટે પણ મજુરી કરી શ્રીમંતોનાં કામ કરી આપીએ છીએ પરંતુ તે ગણતીમાં આવતાં નથી. જો કેળવણી આપણામાં હોય તો હાલ જેટલાં કામો કરીએ છીએ તેટલાંજ કામથી આપણે સારી ગણતરીમાં આવી શકીએ.

આપણામાં કોઈ કોઇ મોટા સારા ખેડુતની ગણતરીમાં આવી શકે એવી આસામીઓ છે, તેઓ પાસે પૈસો પણ વખતના પ્રમાણમાં ઠીક રીતે હોય છે તે છતાં તેમનું માન થોડું ઘણું ગામમાંજ કે જ્ઞાતિના અમુક જથામાંજ હોય છે. જાહેર પ્રજામાં તો તેઓને કોઈ ઓળખી પણ શકતું નથી. આનું કારણ એ છે કે પૈસાદાર હોય પણ અભણતા વિશેષ જેથી જાહેર પ્રજાનું ભલું થાય એવાં કામોમાં તે ભાગ લઇ શકતા નથી જેથી કુવામાંના દેડકાની માફક તેઓ ગામ કે જ્ઞાતિના એક નાના વાડામાં ગોંધાઇ રહે છે. હવે આજ ખેડુતની સરકાર દરબાર કે બીજી એવી કોઇ જગ્યાએ કેવી સ્થિતિ થાય છે તે જોઇએ. સાધારણ એક રૂા. ૧૦–૧૨ કમાતો તલાટી કે નિશાળનો માસ્તર જેટલું માન સરકારદરબાર અને અન્ય જગ્યાએ મેળવે છે તેટલું આપણા શ્રીમંત પણ અભણ ખેડુતને

મળતું નથી. સાધારણ એક દશ રૂા. કમાતો સિપાઈ કે રૂા. ૪ાા કમાતો હવાલદાર પણ વખત આવે તડકાવી નાંખે છે. ભાઇઓ! વિચાર કરો કે કેળવણી પામેલ મનુષ્ય અને તે વળી સારો ખેડુત હોય તો તેને સરકારદરબાર અને બીજે સર્વસ્વ સારૂં માન મળે છે આ ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે જગતમાં પૈસાને માન છે અને વિદ્યા–કેળવણીને માન છે આ બેમાં વિદ્યા ચઢી જાય છે. પૈસાદાર તેના ગામમાં કે જ્ઞાતિના અમૂક ભાગમાં પૂજાય છે પણ વિદ્વાન સર્વત્ર—સર્વ જગ્યાએ પૂજાય છે, માટે આપણી કોમે વિદ્યા મેળવવાની ખાસ જરૂર છે. કેટલાક આપણીજ કોમના ભીમપોર ડુમસ વગેરે તરફના ભાઇઓ મોટી મોટી નદીઓ ઉપર પૂલ બાંધવાનાં કામો કંટ્રાકટથી રાખે છે અને તે કામો કરી જગતને છક કરી નાખે છે આટલા બધા સાહસિક અને શ્રીમંત આપણા બંધુઓ થોડા પ્રમાણમાં પણ છે એ આપણે અભિમાન લેવા જેવું છે પરંતુ હાલ તેઓ જે પગથીઆ ઉપર છે તેના કરતાં જો તેઓ અંગ્રેજી કેળવણીમાં આગળ વધેલા હોય તો સમસ્ત ભારત વર્ષની અંદર એ ભાઇઓનાં નામ હરહમેશ લોકો યાદ કરે એવાં એઓ કામ કરે છે.

**નીતિની કેળવણી:**—નીતિની કેળવણીની મોટી ખોટ આપણી કોમમાં છે. આ નીતિની કેળવણી ભણવાથી

એકલી મળી શકતી નથી. નીતિની કેળવણીની શરૂઆત બાળકને ઘરમાંથી જ થાય છે. માતાની જેવી નીતિ હોય તેવી બાળકમાં નાનપણથી આવવા માંડે છે. લગભગ ચાર પાંચ વરસ સુધી તો બાળક માતાને જ વળગેલું રહે છે. જેથી માતાની નીતિની છાપ પડે છે ત્યાર પછી તે ઘરમાં સર્વના સંબંધમાં આવે છે જેથી ઘરનાં માણસોની જેવી નીતિ અને આચારવિચાર તેવું તે બને છે. ત્યાર પછીથી ફળીઆંમાં રમવા જાય છે જેથી ફળીઆંનાં બીજાં બાળકો અને માણસોની છાપ તેના ઉપર પડે છે. પછી તે નિશાળમાં ભણવા જાય છે ત્યાં નિશાળીઆ અને મુખ્યત્વે કરીને માસ્તરની જેવી નીતિ અને ચાલચલગત તેવું તે બને છે. આટલું થયા પછી તે પંદર સત્તર વરસ કે તેથી વધારે ઉમરનું થાય એટલે પછી ગામમાં ફરે છે એટલે જેવી સોબત તેવી અસર

આ ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે, નીતિની કેળવણીનો આધાર એકલા ભણતર ઉપરજ નથી. હાલમાં નીતિના સંબંધમાં આપણી મોટી અવનતિ થયેલી છે. આપણા આચાર વિચાર મલીન છે અને જ્યાં જોઈએ ત્યાં આપણે અનીતિમાં ગરકાવ થઈ રહયા છીએ. આપણી અનીતિથી આપણે ઘણાંજ કષ્ટ ભોગવીએ છીએ. નીતિનું શિક્ષણ ઘરમાંથીજ શરૂ થાય છે માટે જેમ બને તેમ દરેક ઘર,

દરેક ગામ, અને દરેક મોટા વિભાગો નીતિમય હોય તેમ ઉછળતી પ્રજા નીતિમય થાય એ સ્વાભાવિક છે.

**સ્ત્રી કેળવણીની ખામીઃ**—કહેવામાં આવે છે કે સ્ત્રી એ ઘરનો પ્રધાન છે. પ્રધાન અને રાજા મળી જેમ રાજ્ય ચલાવે છે તેમ સ્ત્રી અને પુરૂષ મળી ગૃહરાજ્ય ચલાવે છે. પુરૂષની ફરજ બહારથી ફરી કમાઇ લાવવાની છે અને તે ઘરમાં આપવાની છે. સ્રીની ફરજ પુરૂષ જે કમાઈ લાવી આપે છે તેમાંથી કરકસર કરી સારી રીતે ઘરનો ખર્ચ નિભાવવાનો છે. ઘરમાં ઘટતી ચીજોજ રાખવી, સર્વ વ્યવસ્થિત રાખવું, હિસાબ ઘરમાંનો રાખવો, ચોકખાઇ રાખવી, બાળકોને બરાબર ઉછેરવાં, આવતા જતા અતિથિઓ અને અન્યનો સત્કાર કરવો વગેરે ઘણાં કામો સ્ત્રીએ કરવાનાં છે. જો સ્ત્રી કેળવાયલી હોય તોજ તે ઘર બરાબર ચલાવી શકે છે. કેળવાવું એટલે લખતાં વાચતાં શીખવું તે નથી! કેટલીક એવી સ્ત્રીઓ છે કે જે મુદ્દલ ભણેલી નથી પણ ઘરનો વહેવાર એવો તો સરસ રીતે ચલાવે છે કે પુરૂષોને પણ છક કરી નાંખે છે. કેટલીક લખતાં વાંચતાં શીખેલી સ્રીઓ જેને હાલમાં કેળવાયલી કહેવામાં આવે છે તેમાંથી એવી પણ છે કે જે ઘરનો વ્યવહાર બરાબર ચલાવી ન શકે. આ ઉપરથી ભણવું અને કેળવાવું એ બેમાં બહુ તફાવત છે' અભણ સ્ત્રીઓથી આપણો સંસાર

દુઃખી થઈ રહ્યો છે. આપણાં ગામડાંઓની પણ અવદશા થઇ રહેલી છે. કહેવત છે કે એક ભણેલી સ્ત્રી સો શિક્ષકની ગરજ સારે છે. જો સ્ત્રી ભણેલી કેળવાયલી હોય તો બધાં વાનાં ઠીક હોય છે. આપણી સ્ત્રીની અભણતાથી ઘણાં ઘણાં નુકસાન છે, દાખલા તરીકેઃ—

૧. સ્ત્રીઓની અભણતાને લીધે કરકસરથી વહેવાર ઘરનો ચાલતો નથી.

૨. બાળકોની બરાબર સંભાળ લેવાતી નથી અને તેથી ભવિષ્યની પ્રજા નિર્બળ અને નિર્માલ્ય થાય છે.

૩. ચોકખાઈ વગેરે આરોગ્યતાના નિયમ અને ખપ પુરતા વૈદકની ખબર ન હોવાથી રોગની ઉત્પત્તિ વિશેષ ઘરમાં થાય છે અને તેથી કરી વૈદ દાકતરોને પૈસા ઘણા આપવા પડે છે.

૪. એકે કાંઠલી પહેરી તો પોતાની સ્થિતિ ન હોવા છતાં કાંઠલી કરાવવાની હઠ લે છે અને દેવું કરાવીને પણ તે ઉમેદ પુરી પાડે છે.

૫. કોઇએ છોકરાના લગ્નમાં વાજું વગડાવ્યું તો પોતાની સ્થિતિ ન હોવા છતાં પણ ઘણી આગળ હઠ લઇ પોતાના એક વેંતના બાળકના લગ્નમાં દેવું કરીને પણ વાજું—બેન્ડ ઠોકાવે ત્યારેજ છોડે.

૬. અજ્ઞાનતાને લીધે આપણી સ્ત્રીઓમાં વહેમ બહુ છે અને તેથી ડાકણસાકણના બહાનાં કાઢી જ્યાં ત્યાં બહુ લડાલડી ચાલે છે.

૭. સ્ત્રીને વશ થઇ ઘણુ યુવક બંધુઓ જન્મ આપી પાલણપોષણ કરનાર માતાપિતાને ઉપકારના બદલા તરીકે ડંડાની પ્રસાદી પણ આપે છે.

૮. આ સિવાય પણ બીજા ઘણા ગેરફાયદા છે.

૯. આજકાલ ઘણાખરા ઘરમાં સ્ત્રીઓનીજ સત્તા વ્યાપી રહેલી છે અને તે આપખુદ સત્તા છે કે તે જે ધારે તેજ કરી શકે એવી! આનું કારણ સ્ત્રીઓની અજ્ઞાનતાજ છે. લેખકના જોવામાં કેટલાક પ્રત્યક્ષ દાખલા પણ આવેલા છે કે, સ્ત્રીઓ પુરૂષને ધમ્માધમ્મ મારે પણ બિચારો પુરૂષ જરા બોલી શકતો નથી. એક વખત એક સ્ત્રીએ પોતાના પતિને મારવાનું શરૂ કર્યું. પેલા ભાઇથી ન ખમાયું ત્યારે બુમો પાડી અને ફલીઆમાંથી લોકો દોડી આવ્યા ત્યારે તેને છોડાવ્યો. આ શું બતાવી આપે છે? સ્ત્રીઓ મહા અજ્ઞાન છે તેજ. જો કેળવાયલી સમજદાર સ્ત્રી હોય તો તે ગમે તેવો પોતાનો પતિ હોય પણ શું તેને મારે? આજ તો ચક્ર ઉંધું ફરે છે. પુરૂષો બિચારા સ્ત્રી જેવા

અને સ્ત્રીઓ પુરૂષો જેવી. પુરૂષ ભાઇઓ ! કેળવણી રૂપી ઔષધીનો બરાબર ઉપયોગ કરશો તોજ પાછું ચક્ર સીધું થશે અને સ્ત્રી મટી ખરા પુરૂષો થશો. અહીં હમારો આક્ષેપ કરવાનો વિચાર નથી પણ વસ્તુસ્થિતિ ખરેખર તેવીજ છે.

## કેળવણીની અવનતિથી એકંદર નુકસાન.

૧. આપણે બરાબર ભણેલા ગણેલા ન હોવાથી અને હિસાબ કિતાબ બરાબર જાણતા ન હોવાથી ઘણી વખત સાહુકારો અને દુકાનદારોથી છેતરાઇએ છીએ.

૨. એક કાગળ આવે તો તે વંચાવવા બીજા માણસ પાસે જવું પડે છે, વખતનો નકામો વ્યય થાય છે અને જો કાગળ લખાવવો હોય તો તો કેટલીક વખત કાલાવાલા પણ કરવા પડે છે.

૩. બાળલગ્ન, કન્યાવિક્રય, હદ ઉપરાંતના ખરચો, કુસંપ વગેરે સર્વ ભણેલા ગણેલા ન હોવાનાંજ પરિણામ છે.

૪. હાલમાં સરકાર દરબાર અને બીજી ઘણી જગ્યાએ આપણને કેટલીક વખત અપમાનો સહન કરવાં પડે છે.

૫. એક હવાલદાર કે મહીને રૂા. ૪ા કમાતો હોય તેનાથી પણ આપણે ડરીએ છીએ એટલા બધા બીકણ.

૬. વર્તમાન પત્રો, માસિકો વગેરે વાંચી શકતા નથી જેથી દુનિયા કેવી છે કેટલી મોટી છે દુનિયામાં શું શું બનાવો બને છે, તે કંઇ જાણી શકતા નથી.

૭. શાસ્ત્ર અને ધર્મનાં પુસ્તકો વાંચી આત્મજ્ઞાન જેવી ઉત્તમમાંઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી શકતા નથી.

૮. આપણે અજ્ઞાન જેથી આપણા બાળકોને પણ તેવાંજ રાખીએ છીએ.

૯. દારૂતાડી, અને માંસ જેવા ખરાબ પદાર્થોને પણ અવકાશ અભણતાને લીધેજ મળેલો છે.

૧૦. ટુંકમાં સર્વ પ્રકારનાં દુઃખનું મૂળ કારણ અભણતા છે.



# પ્રકરણ ૫ મું.

## આર્થિક અવનતિ.



અર્થ એટલે પૈસો. પૈસા સંબંધીની જે કફોડી સ્થિતિ તેનું નામ આર્થિક અવનતિ છે. આપણી એકંદર વસ્તિ સુરત જીલ્લામાં લગભગ ૯૨૦૦૦ની છે. દરેક તાલુકામાં જાતે ફરી આ સ્થિતિની તપાસ ચોકસ કરવામાં આવી નથી પરંતુ જેટલા જેટલા ભાગમાં ફરવાનો પ્રસંગ આવ્યો છે તે ઉપરથી અનુમાન બાંધી આશરેજ આ બાબતમાં લખીશું.

### આપણા ધંધાઓ.

**ખેતીઃ**—ખેતી એ આપણી કોમનો મુખ્ય ધંધો છે. સેંકડે ૫૦ કુટુંબ કે તેથી વત્તા ઓછા પ્રમાણમાં ખેતી કરે છે. આ ૫૦ ટકા જે કલ્પના કરી છે તેમાંથી માત્ર ૫–૧૦–૧૫ કુટુંબો સારી ખેતીવાળાં દેવાં રહિત કદાચ હશે. બાકી વધેલામાંથી કેટલાક દેવામાં ડુબી રહી માત્ર નામનાજ સાંથીઆ જેવા ખેડુત હાલ છે અને બાકીના તો થોડી થોડી જમીન ઉપર માંડ માંડ ગુજરાન ચલાવે છે. એકંદર ખેતીના ધંધામાં આપણી કોમ પાટીદાર જેટલી પૈસાદાર નથી, ખેતી કરવાના કામમાં પહેલે નંબરે પાટીદારોજ છે.

ખેતી તો પાટીદારનીજ કહેવડાવે છે. પાટીદારો રાતદિવસ જાતે મહેનત કરી તનતોડ ખેતી કરે છે, જેથી તેઓ ખેતી માંથી સારી પેદાશ ઉત્પન્ન કરે છે. આપણા લોકોમાં આળસુપણાનો મોટો ગુણ છે વળી તે ઉપરાંત લાંબી દૃષ્ટિ પણ હોતી નથી. જે જે ગામમાં પાટીદારોની વસ્તી હોય છે અને ત્યાં આપણા લોકો વસતા હોય તે કેટલેક અંશે પાટીદારો ની નકલ કરી સારી રીને ખેતી કરે છે. પણ જ્યાં પાટીદારની વસ્તિ ન હોય અને બીજી કેટલીક ઉચ્ચ કોમ હોય ત્યાં આપણા ભાઇઓની સ્થિતિ કફોડી હોય છે. ઉચ્ચ કોમો ઘણે ભાગે આપણા લોકોને દબાવેલા રાખે છે. ખેતીના ધંધામાં ઉપર પ્રમાણે આપણે જોયું છે. ખેતીના કામમાં આપણા ઘણા ખેડુતો દેવાદાર બની છેવટે જમીન ગુમાવી નિરાધાર બની રહેલા છે. ખેતીની આવક થોડી, સાહુકારોનાં ભારે વ્યાજ તે ઉપરાંત વ્યવહારિક ખર્ચ—દહાડાપાણી—લગ્ન, નાતરાં, વગેરે અનીતિના ખર્ચોનો ભારે ત્રાસ. આ સર્વથી આપણા ખેડુત ભાઇઓની પાયમાલી ઘણીજ થયેલી છે. માત્ર નામના જ ખેડુત છે. જયાં સ્થિતિજ ગરીબ છે. ત્યાં હવે વધારે શું લખીએ ?

**કારીગીરીઃ**—કડીયા કામ, આ ધંધો કેટલેક સ્થળે આપણા ભાઇઓ કરે છે. હુન્નર એકંદર સારો છે. કેટલાક ભાઇઓ આ ધંધામાં કંટ્રાકટો રાખી સારૂં કમાય છે પણ એવા ઘણાજ થોડા છે. બાકીના જે રોજ ઉપર કામ

કરે છે તેઓને સાધારણ બાર આના કે રૂા. ૧–૧।–૧॥–૨ રોજના મળે છે પરંતુ પીવાની બૂરી લત લાગેલી હોય છે જેથી તે પૈસા ગુમાવી દે છે. કહેવત પ્રચલિત છે કે, કડીઆ કામમાં જેજેકાર નથી પરંતુ હમને લાગે છે કે કડીયા કામ કરનાર નિર્વ્યસની અને કરકસરી હોય તો બેશક સારૂં પેદા કરી શકે. પીવાના ગુણથી એ ધંધામાં આગળ મગજ વિશેષ ચાલતું નથી અને તેથી માત્ર ઉપલકીયું જાડું કામ કરવામાંજ વખત ગાળી નાખે છે. કડીયાકામ જો બરાબર પદ્ધતિસર મગજ પહોંચાડી શીખે તો એ કારીગીરી કંઇ જેવી તેવી નથી. ભારત વર્ષનાં પ્રાચીન ભવ્ય મકાનો કે જે આજે હજારો વરસ થઈ ગયાં છે છતાં હજુ હયાતી ભોગવી ભારત વર્ષની પ્રાચીન કારીગર લોકોની સાક્ષી આપી રહ્યાં છે. આ શું બતાવે છે ? કારીગરની કેટલી મહાન શક્તિ, ત્યારે હવે આપણા કારીગર ભાઇઓ ભણીગણી આ ધંધાની સારી તાલીમ લે તો એ ધંધો કંઇ નબળો નથી. કડીયાકામમાં આપણા થોડાજ ભાઇઓ રોકાયેલા છે અને તેમની એકંદર સ્થિતિ પણ ગરીબજ છે. ફકત મજુરી કરનાર કરતાં કંઇક ઠીક છે. મહિને દહાડે ૨૫–૩૦–૩૫–૪૦ રૂા. મળે તેમાં પોતાનો, પોતાની પત્ની, બચ્ચાંછોકરાં અને ઘરમાં બીજાં જે સંબંધી હોય તેનો ખર્ચ નિભાવવો, એ ઉપરાંત સંસાર

વહેવારના તમામ ખર્ચો પણ નિભાવવાના હોય છે. ત્યારે હવે રૂા. ૨૫-૩૦-૪૦ માં એક કુટુંબનું ગુજરાન શી રીતે ચાલે? આ કારીગર ભાઇઓ પણ દેવામાં ડુબેલા છે અને માંડમાંડ ખર્ચ ચલાવે છે.

**નોકરી:**—નામદાર બ્રિટિશ સરકારની પરમ કૃપાથી કેટલેક સ્થળે કેળવણી માટે નિશાળો નીકળી છે. ગામડામાં ઘણે ભાગે ગુજરાતીજ નિશાળો અને તે પાંચ કે સાત ધોરણ શીખવનાર હોય છે. મા, બાપો આ નિશાળમાં છોકરાને ભણવા મૂકે છે. અને તે એવા ઇરાદાથી કે કંઇક ભણીગણી હુશિયાર થાય તો સારી રીતે ધંધો રોજગાર કરે, કરકસર કરી, બે પૈસા બચાવે વગેરે વગેરે.

હવે આ કેળવણીનું પરિણામ શું આવ્યું તે જોઇએ. કેટલાક ત્રણ, ચાર, કે પાંચ ચોપડી ભણી ઉઠી જાય છે. આ ત્રણ ચાર ચોપડી ભણી ઉઠી ગયેલા ગમે તેમ કહો પણ કંઇક ખેતીવાડી, મજુરી, વગેરે સારી રીતે કરી શકે છે પણ જે બંદા સાત ચોપડી ભણ્યા અને સુરતની હાઇ સ્કુલના હોલનાં દર્શન કરી વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પસાર કરી તે તો ખેડુતમાંથી કમી—બાતલજ થયા, એટલે કે સુરતની પરીક્ષા પાસ કરી એટલે મોટા વિદ્વાન થયા તે વળી કંઇ ખેતીવાડીનું કામ કરે? શું તેઓ

કાદવકિચડ, તાઢતડકો વેઠે ખરા ? એ તો ફક્કડ કોટ, બુટ, છત્રી, મોજાં, ઘડીઆળ, ફેન્સી બાલ રાખવા, વગેરે ફેશનના ઇજારદાર બની માસ્તર સાહેબ બને છે. માસ્તર સાહેબ સિવાય એમને બીજો કોઈ ધંધો જડતો નથી. જડે કદાચ પણ માસ્તર સાહેબમાં જે સહેલ મારવાની જડે છે તે બીજા ધંધામાં મળતી નથી. આ માસ્તરની નોકરીમાં આપણા કેળવાયલા પૈકી ઘણાઓએ પોતાનાં મગજ માત્ર રૂા. ૧૦–૧૨–૧૫ વગેરેમાં જીંદગી પર્યંતને માટે વેચેલાં છે. તલાટીની નોકરીમાં જુજ જોડાયેલા છે. એકંદર નોકરીમાં માસ્તર, તલાટી, એ મુખ્ય છે. અંગ્રેજી કેળવણીની તો તકજ મળેલી હોતી નથી એટલે મોટી નોકરીમાં તો કોઇ હોતાજ નથી.

મહિને રૂા. દશ, બાર, પંદર, વીશ, કે વગેરે પગાર નોકરીમાંમળે છે તેમાં સર્વ પ્રકારનો કુટુંબનો અને વ્યવહારિક ખર્ચ ચલાવવાનો હોય છે તે શી રીતે ચાલે ? નોકરી કરવા-વાળા આપણા ભાઇઓ તો દરિદ્રજ છે. ખેતીવાડી વગેરે હોય છે તે છતાં પણ કેટલાક તે શોખને માતર જોડાય છે. અને પછી પાછળથી એવી સ્થિતિમાં આવી પડે છે કે, નોકરીમાં પુરૂં થતું નથી અને ખેતી કે બીજો ધંધો બનતો નથી ત્યારે મુશ્કેલીમાં આવી પડે છે. આવા ઘણા દાખલા બનેલા છે, અને હજુ પણ બનતા જાય છે જે વખતે જુવા-નીઆઓ નોકરીમાં જોડાય છે તે વખતે તેમની ઉંમર માત્ર પંદર

સોળ વરસની હોય છે. આ વખતે તેમને સંસાર વ્યવહાર, અને ભવિષ્યનું કંઇજ જ્ઞાન હોતું નથી જેથી દેખાદેખી શોખને ખાતર નોકરીમાં જોડાઇ જાય છે. કેટલાંક મા, બાપો પણ મારો પોયરો માસ્તર કે તલાટી થયો એમ ગણી હરખાય છે પણ પાછળથી પસ્તાય છે. એકંદર ખેડુત અને કારીગર કરતાં આ નોકરીવાળાઓની બુરી દશાછે.

## નોકરી માટે બે બોલ.

ઉછળતી યુવાનીના હે કોળી યુવકો ! તમને બે બોલ કહેવાની જરૂર પડે છે. નોકરીમાં જોડાએલા, જોડાવાની તૈયારીમાં અને જે ભણના હોય અને નોકરીની આશા રાખતા હોય તે સર્વને નમ્રભાવે જણાવવાનું કે:—

તમે ભણો તે બહુ સારૂ. વિદ્યા મેળવવી એ પ્રથમ કર્ત્તવ્ય છે પરન્તુ ભણીને માત્ર ૧૦–૧૫–૨૦ રૂ. માં તમારાં મગજને વેચી પરતંત્રતાની બેડીમાં જકડાશો નહિ. તમારાં મગજ માત્ર એટલીજ કિંમતનાં નથી. તમે આ જગતની અંદર પરતંત્ર રહેવાને સરજાયેલા નથી પણ સ્વતંત્ર જીવન ગુજારવાને સરજાયેલા છે. નોકરીથી તમારી ભાવના, સાહસિક વૃત્તિ, હિંમત, વગેરે સર્વ નાશ પામશે અને તમે બાયલા બની શરીરે નિર્માલ્ય બનશો. તમારાં

સંબંધીની પુરેપુરી જરૂરીઆતો પુરી પાડી શકશો નહિ. પસતાશો ફરશો અને છેવટે જગતની અંદર કંઇપણ વડીયાં સિવાય કુટુંબ અને દેશ પ્રત્યેની ફરજ બજાવ્યા સિવાય ઉલટા દેવાદાર બની જગત્‌માંથી નફાને બદલે નુકસાન ખરીદી જશો. માસ્તરની નોકરીમાં તમારૂં પુરૂં થવાનું નથી અને તવંગરી બનવામાં તમે શોકમાં દીલના રહી શકવાના નથી આથી બેઉમાં ભારે નુકસાન છે. તમે સુતારી, લુહારી, દરજી, વણાટકામ, વગેરે હુન્નર ઉદ્યોગનાજ ધંધા પસંદ કરી સ્વતંત્ર રહી બે પૈસા પેદાકરી સુખી જીવન ગુજારશો. જેમની પાસે ખેતીવાડી હોય તેમણે તો ખેતીજ કરવાની છે.

## નોકરીની જવાબદારી.

શિક્ષક તરીકેના ધંધામાં જોડાના અને જોડાએલા ભાઇઓને તથા જોડાવાની આકાંક્ષા રાખનાર ભાઇઓને જણાવવાનું કે, શિક્ષકનો ધંધો બહુજ ઉંચો છે. ગુરૂપદવી એ જેવી તેવી પદવી નથી પણ જ્યારે તે બરાબર રીતે ફરજ બજાવવામાં આવે ત્યારે. શિક્ષકનો ધંધો શિક્ષક તરીકે તો સારો છે પણ વ્યાપાર તરીકે તે કનિષ્ટ છે. જે માણસ બાળકનું ભલુ કરવાના ઇરાદાથી એ ધંધામાં જોડાય છે તેજ ખરા શિક્ષકને લાયક છે. પણ જે પગાર મળશે, બે પૈસા પેદા કરીશું, બેઠા બેઠા શું કરવાના એમ ધારી

પૈસા પેદા કરવા જોડાય છે તે બેવડી ભૂલ કરે છે. એક તો પૈસા પેદા કરવાની દૃષ્ટિ એટલે બરાબર શિક્ષણ અપાય નહિ અને તેથી હજારો બાળકનાં ભવિષ્યને નુકસાન પહોંચાડે તે કંઇ જેવું તેવું પાપ-નુકસાન નથી અને બીજું પગાર નામનોજ મળે એટલે પૈસા પેદા કરવાની ઇચ્છા પણ ફળીભુત થતી નથી. આથી કરી છેવટે તો અતો ભ્રષ્ટતતોભ્રષ્ટ થાય છે.

જેઓ કોલેજમાં રહી કંઇક શિક્ષકપણાની તાલીમ લઇ એ કામમાં જોડાય છે તેઓમાંથી કેટલાક સારૂં કામ કરે છે પણ જેઓ અશિક્ષિત એટલે શિક્ષકપણાની તાલીમ લીધા સિવાયના એ ધંધામાં એકદમ પ્રવેશ કરી દે છે તે દેશને ભારે નુકસાન કરે છે. હે શિક્ષક બંધુઓ! તમે તમારી જવાબદારીનો હરહંમેશ વિચાર કરો છો? તમને જે બાળકો સોંપવામાં આવે છે તે બાળકો નથી પણ ભારત વર્ષનું ભવિષ્ય છે, જો તમે બરાબર તમારી ફરજ ન બજાવી તો સમજજો કે, દેશના અને પરમેશ્વરના ગુન્હેગાર થયા સમજજો. બાળકમાંથીજ મહાત્મા ગાંધી, સ્વ. દેશભક્ત ગોખલે અને લો. મા. તિલક વગેરે અનેક વિભુતિઓ ઉત્પન્ન થયેલી છે. જે બાળકોમાંથી આવા આવા હીરાઓ નીકળે છે તે ખાણના તમને માલીક બનાવ્યા છે તો બરાબર કામ ન કરતાં પૈસા પેદા કરવાની વૃત્તિ

રાખી, સહેલ સપાટ મારવામાં વખત ગુમાવી, બરાબર હીરા તૈયાર ન કરતાં જો તેને પત્થરવત્ બનાવશો તો તે કરેલા ગુન્હા બદલ કુદરતના દરબારમાં ભારે શિક્ષાને પાત્ર થશો. શિક્ષકનો ધંધો સ્વીકારી બરાબર ફરજ બજાવાતી ન હોય તો બહેતર છે કે, બીજો કોઇ ધંધો પકડી લેવો. સરકાર બરાબર પગાર આપતી નથી માટે હમે સારૂં કામ શી રીતે કરીએ? આ સવાલ ઉપસ્થિત કરવાની જરૂરજ નથી. સરકાર તમને ક્યાં કહે છે કે તમે નોકરીજ કરો. એ ધંધો તો તમેજ તમારી સ્વેચ્છાથી સ્વીકારેલો છે માટે બરાબર કરો, નહિ તો તમારા પૂર્વજોના હુન્નર ઉદ્યોગના ધંધાને ગ્રહણ કરો અને તેમાંજ તમારૂં ભાવિ ઉદય સમાયેલું છે.

**ચાકરી:**—નોકર એ ચાકર કરતાં કંઇક ઉત્તમ છે પણ બન્ને એકજ કુટુંબના છે. નોકરીમાં, સરકારી તમામ નોકરો, નામું લખનારા, દુકાન ઉપર માલ વેચવા રહેનારા, વગેરે વગેરેનો સમાવેશ થાય છે અને ચાકરી એટલે વાસણ પાણી કરવું, ઘરમાં વાળવું ઝાડવું, ઘરને લગતું બીજું કામ કરવું, ગાડીઘોડા હાંકવાનું કામ કરવા રહેવું વગેરે વગેરેનો શમાવેશ થાય છે.

નોકરીઆત વર્ગ જેમ પૈસા સંબંધમાં આપણી કોમમાં સુખી નથી તેમ ચાકરી સ્વીકારનાર પણ સુખી

નથી. એકંદર આ ચાકરીમાં માંડમાંડ પેટ ભરાય છે. ચાકરીના કામમાં આપણી કોમનો મોટામાં મોટો જથો જો કોઈ સ્થળે હોય તો તે મુંબઈમાં છે. મુંબઈમાં કોળી લોકોની સુરત જીલ્લામાંથી જઈને વસેલી લગભગ છ આઠ હજારની વસ્તી છે. આજે કેટલાં વરસ થયાં એ જથો ચાકરી અર્થે મુંબઈમાં જઈ વસેલો છે અને તે જાણે મુંબઈનાજ ખાસ વતની હોય તેવી રીતે ઘર કરીને રહેલ છે. આપણા આ ભાઈઓમાંથી સેંકડે ૯૫–૯૬ ટકા ઘોડા ગાડી હાંકવાનું કામ કરે છે તેમાં પગાર રૂા. ૧૫–૧૭ માંડમાંડ મળે છે. રહેવાનું ઘણુંભાગે જ્યાં ઘોડાઓ બંધાતા હોય તે તબેલામાં છે. ગંદકીનો તો તબેલાઓમાં પારજ નથી. ઘોડાની લાદ વાળવી, ઘોડાને માલીશ કરવી, ગાડી ધોઈ સાફ કરવી આ સર્વ ઘણા જણને હાથેજ કરવું પડે છે. પગાર જે થોડો ઘણો મળે છે તે ઉપર પુરો નિર્વાહ ન ચાલવાથી ઘોડા માટે જે ચંદી આપવામાં આવે છે તેમાંથી પણ ચુપચુપ થોડો ભાગ વેચી તે પૈસા પોતાના ઉપયોગમાં લેવા પડે છે. ઘોડાગાડી હાંકવાવાળા ભાઈઓની સ્થિતિ ઘણીજ દયાજનક છે. શારીરિક તંદુરસ્તી તો સાધારણ ઠીક રહે છે પણ આર્થિક અને નૈતિક બાબતમાં તો તેઓનું પુરેપુરૂં અધઃપતન થએલું છે. ઘોડાગાડી હાંકવાના ધંધાને લઈ મુંબઈમાં કોળીઓ ઘોડાવાળાને નામેજ ઓળખાય છે.

મદ્યપાનનું વ્યસન આ ભાઇઓમાં પુરેપુરૂં ઘર કરી રહેલું છે. ઘોડાગાડી હાંકવાનો ધંધો લાંબા સમયથી કરતા હોવાથી તે વંશપરંપરાનો થઇ ગયો છે અને તે ધંધો છોડવો હવે જાણે ગમતો જ ન હોય તેમ થઇ ગયું છે. હમારો અભિપ્રાય એવો છે કે જગતમાં ધંધો ગમે તે કરે પણ તે બરાબર રીતે કરતાં આવડવો જોઇએ. દરેક ધંધાવાળાને ચોકખાઈ, નીતિ, અને ધર્મ સંબંધીનું જ્ઞાન તો હોવુંજ જોઇએ. ઘોડાગાડીના માલિકો પોતાના ચાકરની સ્થિતિ સુધારવા માટે ઘણાજ બેદરકાર રહેલા જણાય છે. આથી ઘોડાગાડી હાંકવાવાળાઓનું કંઈજ વજન—કીંમત નથી. આ ધંધાથી સાહસિકવૃત્તિ અને બીજા સ્વતંત્રપણાના સર્વ ગુણો નષ્ટ થઇ ગયેલા છે અને ગુલામના જેવી પરાધીન સ્થિતિ આપણા હજારો ભાઇઓની મુંબઇ ખાતે થઇ ગયેલી છે. ગામડાંમાં વસી સ્વતંત્રપણે મજુરી કરી નિર્વાહ ચલાવનાર કરતાં આ ભાઇઓ વધારે દયાજનક સ્થિતિમાં આવી પડેલા છે. દુર્ગંધી, અનીતિ, અને પરાધીનતા વગેરેના તેઓ સંપૂર્ણ દાસ બની ગયેલા છે. ભિચારી સ્રીઓની પણ દયાજનક સ્થિતિ આ લેખકને તો લાગે છે. જે જે માણુસોએ આ તબેલાઓની મુલાકાત લીધેલી હોય અને ભાઇઓની સ્થિતિ બરાબર તપાસેલી હશે તેમનાં હૃદય અવસ્ય પીગળેલાં તો હશેજ. એકંદર આ ચાકરીના કામમાં આપણો

બહુ મોટો જથો સપડાએલો છે અને તે કુદરત તરફથી મળતી ચોકખી હવા, સૂર્યનો પ્રકાશ, વિગેરેથી પણ બિચારા બેનસીબ થઇ પડેલા છે ત્યારે હવે અહીં વિશેષ લંબાણુથી લખવામાં શો ફાયદો છે? સર્વ પ્રકારે ચાકરી કરનાર દયાજનક છે.

**હુન્નર ઉદ્યોગઃ**—હુન્નર ઉદ્યોગનાં કામો જેવાં કે, ઇંજનેરી કામ, છાપખાનામાં કરવાનું કામ વગેરેમાં નામ માત્ર મનુષ્યો જોડાએલા છે. આ બાબતમાં વિશેષ જથો મુંબઈ ખાતે છે. આ દિશામાં કામ કરનાર ચાકરી કરવાવાળા કરતાં કંઇક ઠીક છે. પૈસાની મળતર તો ચાકરીવાળા ભાઇઓના લગભગ જેવીજ બલકે સહેસાજ ઠીક હોય છે પણ બીજી કેટલીક રીતે કુદરત તરફથી મળતી વસ્તુઓના તે ચાકરીવાળા ભાઇઓ કરતાં જરા વધારે ભાગીદાર છે.

**મજુરીઃ**—ગામડામાં જે આપણો બહોળો જથો વસેલો છે તેમાંથી સેંકડે ૫૦ ટકા ખેતીમાં રોકાએલો ગણીએ તો બાકીનો ૫૦ ટકા મજુરી ઉપર નિર્વાહ ચલાવે છે. જમીનસાહુકારનેત્યાં દેવામાં ખેંચાઇ જવાથી છેવટે મજુરીની સ્થિતિમાં આવી પડી તેજ દશામાં જીવન ગુજારવા પડે છે. દિનપરદિન ખેડુત મટી ઘણાં કુટુંબો આ દશામાં આવી પડતાં જાય છે. મજુરી કરી ગુજરાન ચલાવનાર કુટુંબોની

આવક તો અડસટ્ટે પણ કલ્પી શકવી મુશ્કેલ છે. શહેરમાં ચાકરી કરનારને સાધારણ ખોરાકી જેટલા પૈસા મળે છે અને તેમને સૂર્યનો પ્રકાશ, ચોકખી હવા, વગેરે જીવનનાં ઉત્તમ સાધનો મલી શકતાં નથી તે મોટો ગેરફાયદો હોય છે જ્યારે ગાંમડા વસી મજુરી કરનારને તેથી ઉલટું હોય છે. ગામડાંમાં વસનારને સૂર્યનો પ્રકાશ, ચોકખી હવા, વગેરે મળે છે પણ ખોરાક બરાબર મળતો નથી. ગામડાંમાં ખેતી સિવાય બીજા કોઈ ધંધા ન હેવાથી જ્યારે જ્યારે ખેતીની કંઈ મોસમ હોય ત્યારે સાધારણ મજુરી મળે છે અને મોસમ જવા પછી અમૂક વખત તો બેસી રહેવાનોજ વખત આવે છે, સવારથી સાંજ સુધી કામ કરે ત્યારે માંડ માંડ પાંચ શેર ભાત, કે બશેર જુવાર, અથવા બે ત્રણ આનાના પૈસા મજુરી પેટે મળે છે. આ મળતર ઉપર આખા કુટુંબનો સઘળો ખર્ચ નિભાવવો પડે છે ત્યારે તે કેવી રીતે નભતો હશે તે વાંચકે વિચારી લેવું. વાચકો જેઓ ગામડામાં વસ્તા હશે તેઓ હંમેશાં પ્રત્યક્ષ જોતા તો હશેજ કે, મજુરી કરનારાં કુટુંબોના ઘરમાં પુરતાં ઓઢવા પાથરવાનાં સાહિત્ય કે રાંધવાનાં અને બીજા વપરાસનાં સ ધનો પણ હોતાં નથી. ગમે તેમ કરી આછું પાતળું ખાઈ તેઓને જીવન ગુજારવા પડે છે. બિચારાઓની આંથરે હાલ સ્થિતિ જોઇ એવું કયું વજ્ર હૃદય હશે કે તે ન પીગળે ? ઓઢવા

પાથરવાની, ખાવાપીવાની, બાળવાનાં લાકડાં વગેરેની સર્વ અડચણ જો કોઈને વધારેમાંવધારે હોય તો તે આ મજુર વર્ગની છે. આ મજુર વર્ગને જેમ તેમ કરી દહાડા ગુજારવા પડે છે અને શ્રીમંતોના ધક્કા બહુજ ખાવા પડે છે. આજકાલ શ્રીમંતો પોતાનો શું ધર્મ છે તે ભૂલી ગયેલા છે અને ગરીબોને નીચોવી પોતે મસ્ત બનેલા છે. શ્રીમંતો કહે છે કે ગરીબો ઇશ્વરના બનાવેલા છે અને આ માન્યતાને લઈ તેઓ પૈસાના મદમાં મશગુલ થઇ બિચારા ગરીબોને દિવસે દિવસે વધારે પાયમાલ કરતા જાય છે. બિચારા ગરીબોને ત્યાં જો કોઇ સ્વરૂપવાન સ્ત્રી હોય તો તે પૈસાને બળે પડાવી લઇ શ્રીમંતો ધણી થઇ બેસે છે. આવા દાખલા કોળી કોમમાં સેંકડો બનેલા છે અને બન્યા જાય છે. ભારતવર્ષ પાયમાલીમાં છે તેમાં વિશેષ કરીને તો શ્રીમંતોની ખાલી ડોળઘાલુ મસ્તીને લઇનેજ છે. દેશના હુન્નર ઉદ્યોગો તાજા કરી શકાય અને તે દ્વારા ગરીબોને રોજી આપી શકાય એમ છે પણ ત્યારે શ્રીમંતોની શેઠાઈ અને મોજ મઝા જતી રહેવાનો ભય છે. કોળી કોમમાંથી આ મજુરી સ્થિતિમાં આવી પડેલો જથો સર્વ પ્રકારે દયાજનક છે. પશુઓનાં કરતાં પણ આ વર્ગમાં આવી પડેલાનું જીવન નકામું જેવુંજ છે. કાળીપરજ—દુબળા ઢોડીઆ—નાયકા વગેરે મજુરી હાલતમાંજ છે પરંતુ તેના

કરતાં કોળીનાં જે કુટુંબ આ દશામાં આવી પડેલાં છે તે બહુ દુઃખી છે. કારણ કે, કાળીપરજોની જરૂરીઆતો ઘણીજ ઓછી છે અને આપણા ગરીબ દશામાં આવી પડેલા ભાઇઓને તો વ્યવહારિક અને બીજી દરેક બાબતમાં સારી સ્થિતિવાળાઓની સાથમાં કામ કરવાનું હોય છે તેથી મુકાબલે મજુરીમાં આવી પડેલાં કુટુંબો વિશેષ દયાજનક છે. મજુરીમાં આવી પડેલાં કુટુંબોને લઇ સારી હાલત વાળાએ પણ બહુ શરમાવાનું છે. એક શરીરમાં જો એક અંગ નબળું હોય તો આખા શરીરને બેડોળ બનાવે છે અને કાર્ય કરવામાં પણ હરકતકર્ત્તા થઇ પડે છે તેવીજ રીતે આખી કોળી કોમમાંથી અમૂક વિશેષ ઠીક અને ઘણો મોટો ભાગ દરિદ્રતામાં સળે એ કોમને તો એકંદર લાંછનજ છે. ગમે તેમ થાય પણ સારી સ્થિતિવાળાઓએ ગરીબોને મદદ કરી બને તેટલી સારી હાલતમાં આવે તેવાં પગલાં લેવાની તો ખાસ જરૂર છે.

**પરદેશ ખેડવું**:—મોટે ભાગે જલાલપોર તાલુકાના પશ્ચિમ ભાગમાંથી મોટા પ્રમાણમાં અને બીજા ભાગોમાંથી થોડા પ્રમાણમાં માણસો, નાતાલ, જોહનીસબર્ગ, કેપટાઉન ટુંકમાં આફ્રિકા અને ઓકલાંડ, ફીજી વગેરે સ્થળે બહાર દેશાવર ગયેલા છે. દેશાવરથી સાધારણ ઠીક રીતે પૈસો પેદા

કરી લાવે છે. પરદેશ ખેડવાથી પરદેશ જનારમાં સાહસકિ પણાનો ગુણ, જાહેર હિંમત, અને વેપારી શક્તિ તથા બીજા ઘણા ગુણો આવ્યા છે. પોતે અવનત દશામાં છે એ ભાન પણ પહેલ વહેલું પરદેશ ખેડનારનેજ થયું છે. ગામડામાં જે વસી રહેલા છે તેને તો કંઇજ ભાન થયેલું જણાતું નથી. પરદેશ ખેડવાવાળા ભાઇઓની આર્થિક સ્થિતિ જરા સારી થયેલી છે પરંતુ વિદ્વતા અને દીર્ઘદૃષ્ટિપણાના ગુણને અભાવે ઘણા ભાઇઓનો પૈસો અવળે માર્ગે ચાલ્યો જાય છે. ભલે ગમે તેમ થતું હશે પણ આ ભાઇઓજ કોળીમાં જાગ્યા છે, કંઇપણ શીખ્યા છે અને કંઇક ઉદારતાના પણ ભાગીદાર થયા છે. પરદેશ ખેડવામાં કોળી કોમ હુશિયાર છે પરંતુ વિદ્વતાના અભાવે અને કેટલાક પરદેશી સરકારોના પ્રતિબંધને લીધે પરદેશના દરવાજા બંધ થયેલા છે.

**હાલની જાગૃતિનું માન પરદેશ ખેડનારનેજ છે:**—કોળી કોમમાં જો કંઈ જાગૃતિ આવી હોય અને યત્કીંચિત જો કંઇ પણ કામ થયું હોય તો તે પરદેશ આફ્રિકા વગેરે ખાતે મુસાફરી કરનાર ભાઈઓથી છે. આફ્રિકાની પહેલ અને ત્યાર પછી આફ્રિકા સિવાય ઑકલાંડ, ન્યુઝીલાંડ, બસરા, વગેરે સર્વ પરદેશનાં સ્થળમાં વસતા ભાઇઓએ

પણ પોતાની ફરજ ઉપાડી લીધેલી છે. પરદેશમાં મુસાફરી કરવાથી બહુ બહુ અનુભવો થયા અને માલમ પડયું કે વિદ્વતા, અને ધાર્મિક જ્ઞાન વગર આપણે કેવી કફોડી દશામાં છીએ તે માલમ પડયું. આખી કોમ કેવા અંધારા ખાડામાં ગરક થયેલી તે ભાન પણ પરદેશ ખેડનાર ભાઇઓને બરાબર થયું. આથી તેઓ સવેળા જાગી એકદમ કામ કરવામાં મશગુલ બનેલા છે એ કોળી કોમનાં અહોભાગ્યજ છે. કોળી ઉન્નતિનું બીજ જે રોપાયું છે તે પરદેશ મુસાફરી કરનારને હાથેજ છે. એજ બીજમાંથી ભવિષ્યનું મહાન વૃક્ષ બનવાનું છે. પ્રભુ આ દિવસ જલદી લાવે !

**પૂલો બાંધવા વીગેરે કામઃ**—સુરત જીલ્લાના ભીમપોર ડુમસ ગામના કેટલાક ભાઇઓ નદી ઉપરના પુલો બાંધવાનાં કંટ્રાકટો લે છે અને તે કામ ઘણીજ સરસ રીતે બજાવે છે. આ કાર્યને અંગે ઘણાજ થોડા ભાઈ રોકાયલા છે પરંતુ જે રોકાયલા છે તે હેરત પમાડે તેવાં કામો કરી રહેલા છે. મહાન મહાન નદીના પૂલો પણ ઝપાટાબંધ બાંધી કાઢે છે. કંટ્રાકટ લેનાર ઉપરાંત બીજા ઘણા ભાઇઓને ત્યાં રોજી મળે છે. પુલોના કંટ્રાકટો લેનારની આર્થિક સ્થિતિ ઘણીજ સરસ છે અને તે સાથે કામ કરનાર બીજા ભાઇઓ પણ સાધારણ ઠીક પેદા કરે છે. આ સિવાય રેલ્વે સડક ઉપર પણ કેટલાક ભાઇઓ કામ કરે છે. આ પૂલ બાંધવાનાં કાર્ય માથે લઈ પાર પાડવામાં આવે છે તે

ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે કોળીકોમમાં સાહસિક વૃત્તિ પરાપૂર્વથી છે પરંતુ તે શિક્ષણના અભાવે દબાઈ રહેલી છે. હાલમાં પૂલોના કામ રાખનાર ભાઈઓ જો બરાબર વિદ્વાન હોય તો તે હમણાં જે કામ કરે છે અને માન મેળવે છે, તેમજ બે પૈસા પેદા કરે છે તેના કરતાં વિશેષ મેળવી શકે. હમણા હમણા કેળવણી તરફ એ ભાઈઓનું લક્ષ ખેંચાયું છે તે ઇચ્છવા જોગ છે. પૂલો બાંધવાનાં કામનું માન તો આખા સુરત જીલ્લામાં કોળી-કોમ માટે તો ફક્ત **ભીમપોરનેજ** ઘટે છે. આ કાર્ય માટે ભીમપોરના શેઠ **ધન**જી કેશવ કંટ્રાકટર, તથા સ્વ. શેઠ લાલા કેશવ કંટાકટર, વગેરેનાં નામો જાણીતાં છે. ધન્ય ભીમપોર ધન્ય! અને ધન્ય કોળીકોમના સાહસિક પુરૂષો! તમારે લીધે કોળીકોમને દાખલો લેવાનું સાધન છે. અને તે માટે સમસ્ત કોળી કોમ મગરૂર છે.

**વહાણો ફેરવવાનું કામઃ**—સુરત જીલ્લામાં જ્યાં જ્યાં સમુદ્ર કિનારો લાગેલો છે એવાં સ્થળે આવેલાં કેટલાંક ગામો, મટવાડ, દાંડી, કરાડી, ઉભરાટ, દાંતી, ભીમપોર, અને એ સિવાય બીજાં જે જે ગામો છે ત્યાંના કોળી ભાઈઓ લાંબા સમયથી વહાણ ફેરવવાનું કામ સારી રીતે કરતા હતા. જ્યારથી આગબોટ અને આગગાડી અસ્તિત્વમાં આવી ત્યારથી આ ધંધાને ધકકો પહોંચ્યો છે. હવે માત્ર

નામનાંજ વહાણો ફરતા જોવામાં આવે છે. આ ધંધામાં ઘણા માણસો સારી રોજી મેળવી શકતા હતા. આ ધંધાથી સાહસિકવૃત્તિ એટલી તો કેળવાઇ હતી કે તેનું વર્ણન કરવા અસમર્થ છીએ. ઉપર બતાવ્યા મુજબ આગગાડીને આગબોટના પ્રભાવે આ ધંધામાં સિથિલતા આવી અને હાલ કામ મંદ પડયું છે. છેક તો નાશ નથીજ પામ્યું. આ કાંઠાના ગામમાં વસનારી પ્રજામાં સાહસિકપણાનો જે ગુણ છે તેવો કાંઠાથી દૂર વસનારી પ્રજામાં નથી. પરદેશ ખાતે પણ આ કાંઠાના સાહસિકવૃત્તિવાળા ભાઇઓજ સારી કમાણી કરે છે. આજે આગબોટોમાં જોઇએ છે તો ઘણા ખલાસી કોળી લોકોજ છે. રેલ્વે ઉપર પણ કામ કરતા ઘણા કોળીભાઇઓ માલમ પડે છે. વહાણ ફેરવવાના ધંધાને પહોંચેલા ધક્કાથી કાંઠાવાસી ભાઇઓની આર્થિક સ્થિતિને નુકસાન પહોંચેલું છે. કાંઠાના ગામોમાં વસનારી પ્રજાને ખેતીની સવડતા જમીન સમુદ્રની ભરતીને લીધે ખારવાળી થયેલી હોવાથી બરાબર નથી, જેથી પરદેશ ફરવું અને મજુરી કરવી વગેરે ઉપર આધાર રાખવાનો વખત આવી પહોંચેલો છે.

**ખજુરી અને તાડ છેદવાનો ધંધોઃ**—સુરત જીલ્લાનો પશ્ચિમ ભાગ કે જેને અરબી સમુદ્ર લાગેલો છે. આ ભાગ ખાસ કાંઠાના નામથી ઓળખાય છે. પારડી, વલસાડ, જલાલપોર, ચોર્યાસી અને ઓરપાડ આ તાલુકાઓને ખાસ સમુદ્ર કિનારો લાગેલો છે. સમુદ્ર કિનારા ઉપરના ભાગોમાં તાડ અને ખજુરી ઘણીજ હોય છે. આ તાડ અને ખજુરીને છેદીને તાડી કાઢવામાં આવે છે. તાડી કાઢવાનું કામ કારીગીરી ભરેલું છે. દરેક માણસ આવડત વગર તે કરી શકતું નથી. આ તાડી કાઢવાનું એટલે ખજુરી અને તાડ છેદવાનું જેઓ કામ કરે છે તેને **તરવાડા** કહે છે. લગભગ આઠ દશ માસ આ કામ ચાલે છે. કાંઠા વિભાગના કોળીભાઇઓમાંથી ઘણા ભાઇઓ આ તરવાડાનો ધંધો કરે છે. ખાસ કેટલાક તરવાડા તો એ ધંધા ઉપરજ પોતાનો જીવન વહેવાર ચલાવે છે. પગાર મહિને રૂા. ૧૫–૨૦–૨૫ કે તેથી વધારે કવચિત મળે છે. આ ધંધો કરનાર માંડમાંડ કુટુંબ ગુજરાન કરે છે. મજુરી અને ચાકરી કરનાર કરતાં એ વધારે ઉત્તમ નથી. તાડી કાઢવાનું કામ કરે જેથી જેમ તળાવ સાચવનાર તરસે મરતો નથી તેમ એ ભાઇઓ તાડી

પીધા વગર રહેતા નથી. સારામાંસારી ખજુરી અને તાડની તાડી પ્રથમ એ ભાઇઓજ પીએ છે. આખો દિવસ પી પીને મસ્ત રહે છે. આવી રીતે ખુબ પીવાથી એમની સર્વ શકિતઓ શૂન્ય જેવી થઇ ગયેલી હોય છે. ખોરાક પણ બહુ લઇ શકતા નથી. બીજા કોઇ સારા ધંધા કરવા તરફ બુદ્ધિ ચાલી શકતી નથી. આ ધંધો એ કારણથી વંશપરંપરાનો થઈ પડેલો છે. આ ધંધો કરનાર ભાઇઓ દરેક પોતાનાજ ગામમાં રહે છે એમ નથી પરંતુ દૂર દૂ ના ગામોમાં જ્યાં જ્યાં ખજુરી અને તાડ જથાબંધ હોય છે ત્યાં ત્યાં જાયછે.તાડી વેચવાનો ધંધો ખાસ કરીને પારસી ભાઇઓના હાથમાં છે જેથી તરવાડાઓ પારસી ભાઇનાજ નોકર એમ કહીએ તો ચાલે. કેટલેક ઠેકાણે જ્યાં ખજુરી અને તાડ ખુબ હોય છે ત્યાં પારસી ભાઇઓ ખાસ ઘર કરીને રહેલા હોય છે અને ત્યાં તરવાડાનાં બાયડી છોકરાં પારસી ગૃહસ્થને ત્યાં વાણુસ પાણી કરવા રહેલાં હોય છે. આ ઉપરથી આ ધંધો કરનારના ઘરનાં ઘણાં કુટુંબો પારસી વગેરે કોમને તાબે થઇ ગયેલાં છે. ઘરનો મુખ્ય માણુસ તાડી પુષ્કળ પીએ તો પછી બચ્ચાંછોકરાં કેમ ન પીએ ? તાડી પીને બુદ્ધિ ભ્રષ્ટ કરે એટલે પછી તેને પારસીને ત્યાં

વાસણ પાણી કરવામાં પણ શાની શરમ ? વળી તાડીથી બુદ્ધિ ભ્રષ્ટ થયેલી હોય જેથી બીજા ધંધાઓ તરફ લક્ષ ખેંચાતું નથીજ. આ ઉપરથી સર્વ જોઈ શકશે કે તાડી કાઢવાનો ધંધો એ એક નીચ ધંધો છે, એ ધંધાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને આખાં કુટુંબનાંકુટુંબ પરવશ થાય છે. અનેક કુટુંબો પરવશ થઇ ગુલામી દશા ભોગવે છે તે જેણે મુસાફરી કરી એ ચિતાર જોયો હશે તેને ચોક્કસ ખ્યાલ હશેજ. પેટ પુરતું ખાવાનું નહિ, બુદ્ધિની હીનતા અને વિધર્મી જાતિની ચાકરી કરી અત્યંત દુ:ખના ઉંડા ખાડામાં ગરક થવું એ ફળ એ ધંધાથી મળે છે. જમીન અને બીજા ઉદ્યોગોના અભાવે ખાસ કરીને કેટલાક ભાઇઓએ આ તરવાડાનો ધંધો સ્વીકારેલો છે. આ ધંધો કોળી કોમને શરમાવનારો છે. જે કોળી કોમની અંદર શ્રીમંત, જમીનદાર અને લાગવગ ધરાવનાર ગૃહસ્થો પણ છે તેમને શું આથી શરમ નથી લાગતી ? એક જમીનદાર કોળી ગૃહસ્થ કે જે પાટીદાર, બ્રાહ્મણ, અને બીજી ઉચ્ચ જાતિઓમાં સારી લાગવગ ધરાવતો હોય તેને કોઇ કહે કે તરવાડો—તાડી કાઢનાર—એ તારો જાત ભાઇજ કની ?

પારસી ગૃહસ્થને ત્યાં વાસણુપાણી વગેરે કરનાર તરવાડાનાં છોકરાં એ પણુ તારાં ન્યાતીલાંજ કની ? આ વખતે પેલા ગૃહસ્થની કેવી દશા થાય ? શું શરમ નહિ લાગે ? જ્યાં સુધી આ તરવાડાનો ધંધો કરનાર ઓછામાંઓછો એક પણુ કોળી હશે ત્યાં સુધી સમસ્ત કોળી કોમને શરમાવાનું અને નીચું જોવાનું છેજ. આ ઉપરથી કોળી કોમે ખાસ ઠરાવો કરી ફંડ એકત્ર કરી ઓછી વત્તી મદદ આપી તરવાડાનો ધંધો કરનારને બીજા ઉદ્યોગોમાં રોકવા ખાસ મહેનત કરવાની જરૂર છેજ. જો ખેતી અને સહેલા ઉદ્યોગ તરફ એ ભાઇઓને વાળે તો તેઓ સહેલથી વળી જાય પણુ એ કામ ઉઠાવવામાં સમય અને શક્તિ તથા ધનના ભોગની ખાસ જરૂર છે. મોટી મોટી વાતો કરવા અને લેખો લખવા તથા ભાષણો કરવા માટે ઘણા ભાઇઓ આગળ પડે છે ત્યારે આવું એક ઘણુંજ જરૂરનું કામ ઉપાડી લેવા શું સુરત જીલ્લાની લાખની કોળીની વસ્તી માંથી કોઈ ભાઇ આગળ નહિ આવે ? ખાસ આગળ આવવુંજ જોઇએ અને આવવાનો આ ઘણોજ સરસ સમય છે. તરવાડાનો ધંધો કોળી કોમને શરમ ઉપજાવે એવોજ એક જીનીંગફેકટરીમાં કામ કરવા જતી કોળી કોમની સ્ત્રીઓ

નો ધંધો છે. ત્રીજો એક મુંબઇમાં ઘોડાગાડી હાંકનારનો ધંધો છે.

ઉપર બતાવેલા તરવાડા, જીનીંગ ફેકટરીમાં કામ કરવું, અને ઘોડાગાડી હાંકવી વગેરે ધંધાથી કોળી કોમને હીણપત લાગવા જેવું છેજ અને તે સર્વ જાણે છે. આ ધંધાઓથી હીણપત લાગે છે તે ઉપરાંત પરત્રશતા પણ ઓછી નથી. મનુષ્ય તરીકેના જીવનમાં પશુતા પણ એમાંથી વિશેષ આવે છે.

પ્રિય વાચક ! જેટલો જેટલો અનુભવ હતો તે સર્વ ઉપર લખ્યો છે અપૂર્ણતા તો ઠેકઠેકાણે હશેજ કારણ મનુષ્ય એ પોતેજ અપૂર્ણ છે તો પછી તેનાં કાર્યમાં અપૂર્ણતા હોય એ સ્વાભાવિક છે. હવે આપણે છુટા પડીએ.



# શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસ

## [ છાપખાનું. ]

ગ્રાહકો સાથે
નમનતાઈ




એ હમારો મુદ્રા
લેખ છે.

અમારા છાપનામાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, ઉર્દુ વગેરે ટાઇપમાં અપીલ, રીપોર્ટ, માસિકો, બુક વર્ક, કૅલેન્ડર, સરક્યુલર, પ્રોસ્પેકટસ, લેટરપેપર, નોટપેપર, બીલ ફારમ, ઈનવીટેશન અને વીઝીટીંગ કાર્ડ, લગ્નની કંકોત્રી, એનવેલપ અને દરેક જાતનું વેપારીઓને લગતું પરચુટણ જૉબીંગ કામ રંગબેરંગી શાહીથી ફેન્સી ગ્રાહકની મરજી મુજબ માલેકોની દેખરેખ હેઠળ **બાહોશ** માણસના હાથથી કામ **ટાઈમસર** અને **કીફાયત ભાવે** છાપી આપવામાં આવે છે, તેમજ અંગ્રેજી ટાઇપરાઈટીંગનું કામ કરી આપીએ છીએ, માટે દરેક ગ્રાહકોને એક વખત અમારા **મધ્યમ દામ** અને **સફાઇદાર કામની** ખાત્રી કરવાને વિનંતી કરીએ છીએ.

ઠેકાણું:—**બરાનપુરી ભાગળ—સુરત.**

